# વલ્લભ નીતિ*

છંદ સંખ્યા

૧૯૬૮ કુંડળીયા કવિત.

વ્યાસ વલ્લભરામ સુરજરામના

બનાવેલા

વ્યાસ પરસોતમ સુરજરામે

છપાવી પ્રસિધ્ધ કર્યા.



અમદાવાદમાં

પાનકોરને નાકે અગાજમાદારની હવેલીમાં

"સમશેર બાહાદુર" છાપખાનામાં

સવાઈભાઈ રાયચંદે છાપી.

સંવત ૧૯૩૯—સને ૧૮૮૩

કિંમત રૂ૦-૮-૦

૧૫૬૮

# વલ્લભ નીતિ*

## છંદ છપા

કુંડળીયા કવિત.



વ્યાસ વલ્લભરામ સુરજરામના

બનાવેલા

વ્યાસ પરસોતમ સુરજરામે

છપાવી પ્રસિધ કર્યા.



અમદાવાદમાં

પાનકોરને નાકે બચ્ચાજમાદારની હવેલીમાં

"સમશેર બાહાદુર" છાપખાનામાં

સતાઈભાઇ રાયચંદે છાપી.



સંવત ૧૯૩૯—સને ૧૮૮૩

કિંમત રૂ૦-૮-૦

૧૯૫૮

# નોટીસ.

આ પુસ્તક પ્રસીદ્ધ કરવાનો હક કર્તાએ રાખેલો છે તે સને ૧૮૬૭ ના આકટ ૨૫) તથા સને ૧૮૪૭ ના આકટ ૨૦) મુજબ રજીષ્ટર કરાવેલું છે, માટે જે કોઇ અમારી રજા સીવાય છાપશે અથવા છપાવશે તથા આ પુસ્તક અમારી સહી તથા શીક્કા વિનાનું વેચાથી લેશે તથા કોઇ રીતે રાખશે તે ચોરીનું ગણી બનતો ઈલાજ કરવામાં આવસે.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં છંદ, છપા, કુંડળીયા, કવિત વીગેરે છે. એથી સંસારરૂઢી સમજવાનું અથવા વરતવાનું યોગ્ય ગ્નાત પ્રાપ્ત થસે. તથા જગતમાં યસ મળી છેવટ મોક્ષ પ્રાપ્ત થશે કારણકે આ પુસ્તકમાં નીતી સમંધી તથા મનને આંણંદ ઉપજે તેવી બીનાનું વીવેચન કરવામાં આવ્યું છે. વળી આ ચોપડીનો માહીતગાર માણશ કોઈના ગાંજ્યો જશે નહી તેમ કોઇના એરામાં આવશે નહી. કેમકે વેદમાં જે ચાર પુર્સારથો રહ્યાં છે. તે ચારે પુર્શારથોની નીતીએ વરતવાની બધી બીના છે. ૧) પુર્સારથે. જીગ્નાસા. ૨) નીતી. ૩) દયા. ૪) પ્રાક્રમ. આ ચારે પુર્શારથોના અર્થ. ૧) જીગ્નાશા એટલે સર્વે રીતી જાણવી. જુઓ સર્વે રીતી જાણીયેતો ચોરીની તથા જાર કર્મની પણ જાંણવી જોઇએ, એમ અનીતી થાય છે. માટે ૨) પુર્સારથ. નીતી કહી છે. એટલે નીતીમાં રહીને જે રીત જણાય તે જાંણવી એમ ૨) પુર્સારથની નીતી રાખીએ તો કોઇ માણસ વગર ગુનેગાર ફાંશી ચઢતો હોય ત્યાં નીતી રાખીને જુઠું બોલીયે નહી તો તે બીન ગુને મરે છે તેને છોડાવા પેરવી કરી નહી તો તેણે દયા રાખી ગણાય નહી માટે ત્યાં ૩) પુર્સારથ દયા રાખવી. જુઓ ૩ (પુર્સારથ દયા રાખીએ તો ચોર ઘરમાં ચોરી કરવા આવ્યા હોય, તે વેળા એમ જાંણીએ કે બુમ પાડીસું તો આ ચોર કેદમાં જશે. એવી દયા લાવીએ તો તમામ મીલકત લેઈ જાય. ને આપણે ભીખ માગતા થઇએ. માટે ત્યાં ૪) પુર્સારથ પ્રાક્રમ કહ્યું

છે. તે ૪) પુરૂશારથ પ્રાક્રમ એટલે ચોર તથા હરકોઈ અનીતીનો ભરેલો પુરૂસ તેને પ્રાક્રમ બતાવવુ એટલે તેની નબળી ટેવ ભુલાવી દેવી તેનું પાપ વેદ સાહાસ્ત્રમાં લખતા નથી, એવાં ચાર પ્રકારના પુરૂશારથની સ્થીતી આ ચોપડીમાં છે. વળી સામા માણુસના બોલવા ઉપરથી તથા તેના આચરણ ઉપરથી આ માણુસ કેવી નીતીનું છે તે સ્પષ્ઠ જણાઇ આવશે. એવી ઘણી ઉપયોગી બાબ તોનો આ લઘુ ગ્રંથનો સરવે વીવેકીઓએ લાભ લેવો જરૂર છે.



# આ પુસ્તક મળવાની જગો

અમદાવાદમાં રાયપર પખાલીની પોળમાં વ્યાસ વલ્લભરામ સુરજરામને ઘેરથી, તથા રતનપોળમાં મારવાડી સોની રાજારામ વસ્તીરામની દુકાનેથી તથા ચોપડીઓના વેહેપારીઓની પાસેથી મળશે. પરદેસથી મંગાવનારે એક આનો ટપાલ ખરચ વધુ મોકલશે દસ ચોપડી મંગાવનારને દસ્તુર મુજબ એક ચોપડી વધુ મોકલવામાં આવશે. નાટપેટ કાગળ લીધામાં આવશે.નહી. તથા ઉધારે આપવામાં આવશે નહી.

સહી [signature]



# अनुक्रमाणिका.

અંક | | પૃષ્ઠ.

કુરૂપોને શીખ



શોકો વિશે.

## હીમત વિશે



## મનુશના મદ વિશે.



## નીચના લક્ષણ વીશે.

આતી સર્વ વર્ણન વિષે.

**કંન્યા વકરો કરવા વીષે.**



**શાંતી રાખવા વીષેં**

### દેવા વીષે.



### મીઠા માણસ વીષે.



### અવળી રીત વીસે.



### નાયાધીશ વીષે



### કામી જન વીશે.



### મનવીના મલવા વીષે.



### જીવોના હેતુ વીષેં

પાપીની પ્રીત વીશે



વ્યશન વીશે.



રૂપ જોબન વીશે.



સમો વર્તવા વિશે.



સ્વભાવ વિશે.

## પરચુરણ વિશયો.



## શામરચાના છપા.

## નામના અવગુણ વિશે.



## વચન ભ્રષ્ટ વિશે.

દીનતા રાખવા વીષે



કંજુસાઈ વીષે.



ધર્મ ધાર



બ્રાંહ્મણ વીષે.



વૈષ્ણવ વીષે

## દેશી ભાશાના કુંડળીયા.



## મનહર છંદો.

કવિત,



છંદા કવિત્ત.

### ઈંદ્ર વિજય



---

### છપ્પો.

ભાંખ્યોછે બહુ બોધ, સોધ કીધો સંસારી;
ઘણી કહેલી શીખ, બીક મુકી નર નારી;
કદી ન લાગે દોષ, રોશ ઈશ્વર નવ આણે
પુરૂષારથની રીત, વદીછે વેદ પુરાણે;
પુસ્તક આખુ વાંચીને, ગુણ ગ્રહણ કરજો સહુ;
વ્યાસ વદેમ વદ શાસ્ત્રથી, સજ્જનની નીતી કહુ.

---

# વિનંતી વિષે છપો *

---o---

## છપો, ૧

સમરિ સારદા માત, વાત વદુ વેહેવારી;
કવિઓને પરણામ, માફ કરજો ભુલ મ્હારી.
છે વીદ્યાની ખોડ, જોડવાને મન મ્હારૂ;
કબુલ કરજો સર્વ, ગર્વ રૂદે નવ ધારૂ.
કીંકર હું જ કવિયો તણો, ગ્નાનીનો ગુલામછું;
થોડું કહ્યું ઘણું માનજો, બ્રાહ્મણ વલભરામછુ.

## છપો ૨

ગુણી દેશ ગુજરાત, જાત બ્રાહ્મણની મ્હારી;
અમદાવાદ મુકામ, સ્હેરની સોભા સારી;
રાયપુર જીલ્લા માંય, પખાલિની પોળ મધ્યે
કહુ કથા પુરાણ, રહુછું રૂડી હદ્દે.
ત્રવાડી મેવાડો વીપ્રછું, શેવક અક્ષર ધામનો;
વ્યાસ વલ્લભ નીજ નામછે, સુતજ સુરજરામનો.

---

# મા બાપોને સમજણ.

## છપો ૩

પુત્રીયોને લાડ, લડાવે પીતા જેનો,
ધીક પડયો અવતાર, બગાડે મનખો તેનો;
શીખે જીભનો સ્વાદ, નાદમાં જાદે ફાટે;
કુબુદ્ધીની થાય, જાય તે વાંકી વાટે;
છાકે છકે છેક છોકરી, ધાર્યું કરશે આપનું;
વલ્લભ કેહેછે નામ તે, બોળે બેટી બાપનું.

## છપ્પો ૪

નારી સાસરવાસ, સોભતી સૌથી સારી;
વઠી વસે પીહેર, જાણવી વીભીચારી;
હોય દુખ કે સુખ, સાસરૂ તોપણ સારૂ;
સાસરાયાંનું વેણ, સહે ખાટુને ખારૂ;
તેતો સપુતની છોકરી, ખરો ભેદ પરમાંણવો;
વલ્લભ કહે ઘેર રાખશે, તે વિર વંઢળ જાણવો.

---

## છપ્પો ૫

ઢીક જનેતા જેહ, દીકરી વ્હાલી જાણે;
સાસરીએથી માત, પીહ્યરે પુત્રી આણે;
કરે જમૈરાું જુદ્ધ, બુધ વિનાનીજ બાઇ;
સંખાણ સરખી તેહ, બગાડયું ખાલી ખાઈ;
કાહાડે રળવા માવડી, નીચ પદવિમાં ઉતરી;
કેહે વલ્લભ માણસ નહી, કોહો કરક્ષા કુતરી.

......................

## છપ્પો ૬

સાસરવાસથિ નાર, પીયરે પૈસો આણે;
તે ચહિને મા બાપ, દીકરી વ્હાલી જાંણે;
કરે ઘણાં વિખાણ, દીકરી તું બહુ સારી;
ડાપણ વાળી બાળ, ભાગતી ભીડ અમારી;
એટલે છળ કરે છોકરી, સાસરેથી પિહ્યર ભરે;
વ્યાસકે સાસરે ન મળે, તો છેવટ લુચૈ કરે;

---

### છપ્પા ૭

કાં પુત્રી કે પુત્ર, ચીજ પરઘરની લાવે;
માત તાત કરિ ક્રોધ, ધાક દૈને ધમકાવે;
પાકી પુછ્યાપુછ, કરીને ત્રાસ પમાડે;
દરશાવિ બહુ બીક, સીખથી કુમત કાડે;
સુધરે સુધાર્યું છોકરૂં, બાળ ન સધરે આપથી;
કેહે વલ્લભ કે બાળકો, બગડેછે માબાપથી.

---

## સ્ત્રીના ચરીત્ર વીશે.

### છપ્પા ૮

રાંડ રડિ કરે વાત, પ્રપંચે પાકી પુરી;
ગરીબ ગાત્ર ગણાય, હરામી નહી અધુરી;
નિરમળ બોલે બોલ, જુઠને ઠરવે સાચુ;
માને મુરખ કોય, હોય બુદ્ધિનું કાચું;
અપલક્ષણી અબળા ઘણી, કામની કૃત કરોડછે;
કેહે વલ્લભ પક્ષજ કરે, તે લુચ્ચો લપોડછે.

---

### છપ્પા ૯

કરે ચાહ્ય તે નાર, પ્હાડ પરવત પણ પાડે;
આભલે અવનિ માય, અવનિ આકાશ ઉડાડે;
કરે જ્ઞાનિને મુઢ, મુઢને જ્ઞાનિ બનાવે;
નીર મોભનાં નેવ, નેવનાં મોભ ચડાવે;
વણ વાતની વારતા કરે, ગપ ઘણેરી ગોઠવે;
વલ્લભ કહે વનીતા સહુ, અણ દીઠું પણ ઓઠવે.

---

## છપ્પા ૧૦

મુમત પકડે નાર, પાર પાડે પાખંડે;
ડોલાવે સંસાર, નાર ના ડોલે પંડે;
જેમ રામનું બાણ, વાણ વામાની એવી;
કરતાં કુડું કરમ, શરમ રાખે નહી તેવી;
મન ધાર્યું કરે માન્યની, ભુપ થકી પણ નવ ડરે;
વલ્લભ કહે રહે વશ્ય નહી, બ્રંહ્માદીક મથી મરે;

---

## છપ્પા ૧૧

રહે ન રોકી નાર, ભાર હજાર મણ મુકો;
સીખો સઘળાં ચેન, નેનની ચોટ ન ચુકો;
લાલચ આપો કાંક, વાંક જુઓ ન લગારે;
તો પણ ન ભોળવાય, કરે મનમાં જે ધારે;
ધાર્યું કર્યા વણ રહે નહી, રહે રોકિતે આપશું;
કેહે વ્યાસ મુમત મુકજો, જાયતો સગા બાપશું.

---

## છપ્પા ૧૨

નારી તાણે લાજ, કાજ તેતો બહુ આવે;
મારવિ પડદ આંખ, ભલેરી તેન ફાવે;
નીચુ ન્યાળી જાય, કહે જગ તેને સારી;
પણ તે પાકી હોય, નરોને નાખે મારી;
જે લલના લુચ્ચી નથી, તે ખુલે શીર ચાલતી;
કેહે વલ્લભ લજ્જાળુઓ, ઘુઘટમાં ઘર ઘાલતી.

---

## છપ્પો ૧૩

જુઠા બોલી નાર, સ્નેહ તેનો ન કરીએ;
સોગન ખોટા ખાય, પાય લાગી પરહરીયે;
જો રહીએ વિશ્વાસ, કયાસ કર્યા વણ પક્કો;
થાય જીવનો નાશ, નકામો લાગે ધક્કો;
જુઠું બોલે જે જુવતી, તે તણો છંદ છાંડિયે;
કહે વલ્લભ તે નારશું, નેન કદીના માંડિયે.

---

## છપ્પો ૧૪

લાજ વગરની નાર, લડત લડતાં નહિ ડરતી;
કમ બુદ્ધિ કમ જાત, બહું મુખ બકવા કરતી;
વદ વધારે વાત, ઘણું ડાપણ દેખાડે;
લાંબા કરીને હાથ, આપ હસેને હસાડે;
લ્હેર વીના લ્હેર બાંધતી, ઊં: ધરે દિલ ડખાણી;
વલ્લભ કેહે તે સુંદરી, સુદ્ધ સમજની સંખાણી.

---

## છપ્પો ૧૫

ચતુરાનું ચરીત્ર, પવિત્ર જન તે શું જાણે;
કપટ ન સીખ્યો હોય, પ્રપંચો શા પરમાણે;
સેલડિ નરખિ ન હોય, જારનો સાંઠો વખાણે;
પરગુણ દીઠા વણ, આપના ગુણ ઉર આણે;
જે જણનારીની વેદના, વંઝા શું પારખિ શકે;
કહે વલ્લભ અનુભવ વના, મુરખ માણસ બહુ બકે.

---

## છપ્પો ૧૬

મશેને નમણિ નાર, કંથનો અંતજ લેતી;
વદિને અવળાં વેણ, દમીને દુખજ દેતી;
કરેજ કોટી કલેશ, લેશ જંપે નહી જાને;
સાસરીએ કુસંપ, વઢે બહુ વાંકી વાતે;
ટંટાનો તંત મુકે નહી, વઢિ તે વશ્ય કરવા ધણી;
કેહે વલ્લભ એ સુંદરી, ગરધવાણી ગોલા તણી.

---

## છપ્પો ૧૭

નાથ ઉપર કો હાથ, ઉપાડે અબળા જાતી;
મુકીને દે ગાળ, જાણવી તે મ્હા ઘાતી;
તરફોડા પણ આપ, કરે સ્વામીની સાથે;
કોટાણુ કોટી પાપ, લાગતું લલના માથે;
પીઉને કનડે કામની, તેની પક્ષ ન તાંણવી;
કેહે વલ્લભ તે તારૂણી, કુટીલ કરક્ષા જાણવી.

---

## છપ્પો ૧૮

કામની સેવે કંથ, પંથ સુધામનો ઝાલે;
પાળે પિઉનું વેણ, સુભ ઘર તેનું ચાલે;
પાપ ટળિ મળે પુન્ય, નુન્ય કાંઈ નવ આવે;
હોય સપુતની સુત, અન્ય જન ઉર ન ભાવે;
પીઉ પરમેશ્વર માનીલે, તેને નર્કજ નાશછે;
કેહે વલ્લભ તે નારનો, વૈકુંઠ વીશે વાસછે.

## છપ્પા ૧૯

કંથ હોય કદ્રુપ, રૂપવંતો તે કહેવો;
બ્હેરો બુચો હોય, તોયપણ ઇશ્વર લ્હેવો;
બુદ્ધીવાણ પણ પીઉ, હોય આંખેજ આંધળો;
બોબડો કે બુચટ, પડેલો પગે પાંગળો;
હોય દુખીઓ કે સુખીઓ, સેવે સતિની બાળછે;
વલ્લભ કહે પીઉ પરહરે, તેજ છમક છીનાળછે.

---

## છપ્પા ૨૦

સંખાણુ સાસુ હોય, કોઇ દિવસ નવ જંપે;
કરે વહુથી વ્હેર, સુએ ન સુખે સંપે;
બોલે બક બક બોલ, તોલ તોળાવે આપે;
જુદો જઇ રહે સુત, લડકણી માને પાપે;
વહુનું વગોણુ બહુ કરે, છીદ્રો શોધી કહાડતી;
કહે વલ્લભ ધીક સાસુને, છેક છોબલા પાડતી.

---

## છપ્પા ૨૧.

વહુ કરે વીરોધ, શુભ સાસુની સાથે;
દે ગાળ મુકે આળ, છેક છેડો લે માથે;
સ્વામીને દે શીખ, ભીખ મંગાવા જેવી;
જુદો કાઢે કંથ, પંથ પીયરનો શેવી;
કહે વલ્લભ નિચ નારીએ, ઠામ સાસરે રૂડિયો;
તેહેણે તેના મા બાપની, બોળી સાતે પેડિયો.

---

## છપ્પા ૨૨

નારી ચલવે ચલણ, ઘણું પોતાના ઘરમાં;
જાણવી નહી અક્કલ, તેજ નારીના નરમાં;
ગણાય નારી તોલ, બોલ તેનો ન થપાયે;
જેવો ઘર ગુલામ, માપ તેવુંજ મપાયે;
ચલવે ચલણ જે નારનું, તે શું સ્નેહ ન માંડવો;
કેહે વલ્લભ તે મરદને, જરૂર જાણવો રાંડવો.

---

## છપ્પા ૨૩

ચાલે નારનું ચલણ, તેહને ઘેર ન જાવું;
ડાહ્યો તેનો કંથ, હોય પણ મીત્ર ન થાવું;
જમણ તણો વ્હેવાર, કદી તેથી નવ કરવો;
લેણ દેણ વેપાર, તેહ સંગે પરહરવો;
ચલણ જેને ઘેર નારનું, તે ઘર ડગ ભરવું નહી;
વલ્લભ કેહેછે લોકમાં, લાગે લાંચ્છન કુળ મહી.

---

## છપ્પા ૨૪

વામાને વશ થાય, જાણવો તે મુઢ મેલો;
વામાને વશ થાય, હોય ડાહયો પણ ઘેલો;
વામાને વશ થાય, જાય તેનું ઘર સરવે;
વામાને વશ થાય, ખાય ખત્તા તે ગરવે;
વશ વનિતાને થઇ રહે, તેની વાત પુકારી વહે;
વ્યાસ વદેછે વશ થાય તો, તેને સૌ ઢબુઓ કહે.

---

## છપ્પો ૨૫

વશ બનવાથી લોક, કહે કે જાદુ કીધું;
વશ બનવાથી લોક, કહે ચિત ચોરી લીધું;
વશ બનવાથી લોક, કહે કે બનિઓ અંધો;
વશ બનવાથી લોક, કહે નહિ સુજે ધંધો;
વશ બનવા [illegible] સહું સગાં, મ્હેણાં દૈ દૈને દહે;
વ્યાસ વદે છે વશ થાયતો, માંચીના માંકણ કહે.

---

## છપ્પો ૨૬

મારે માને નાર, મારથી તસ્કર ત્રાસે;
મારે માને ઢોર, મારથી ભુતજ નાસે;
મારે માને બાળ, મારથી વ્હેરી ધ્રુજે;
મારે મુકે શ્વાન, મારથી વ્રક્ષજ દુજે;
માર તે સહુથી શ્રેષ્ઠતા, માર શુભ પ્રયત્નછે;
કહે વલ્લભ ખરૂ માનજો, માર ચૌદમું રત્નછે.

---

# પુરૂષોને શીખ.

## છપ્પો ૨૭

અભગીને દે દુખ, મુખ તે જનનું બાળો;
વગર વાંકનો વાંક, કહી ચ્હોડે ચંડાળો;
મુઢન કરે પોસાણ, દુષણ લાગેછે અંગે;
ભાવ થકી લે લ્હાવ, પરાઈ સુંદરી સંગે;
ઘરની રાંડ રડીને મરે, આપ લાલ થૈ જાયછે;
કહે વલ્લભ તે જીવડો, ખર નર ખત્તા ખાયછે.

---

## છપ્પો ૨૮

વૃદ્ધ થઈ વરે નાર, ભાર ભાગે તે જનનો;
લાંછન લાગે હશે, પછી પુરો પડે મનનો;
નારી ભોગે નામ, ઠામ ઠામેજ ફરીને;
ભોગે પ્હેડી સાત, વાત વભીચાર કરીને;
વ્હેલી વહુ થાય વીધવા, તો મન ઝાલ્યું રે નહી;
કહે વલ્લભ વૃધ નાથને, નાખે તે નર્કજ મહી.

---

## છપ્પો ૨૯

વળે ન નારનું અંગ, ફરે છુટી ઘેર ઘેરે;
વળે ન નારનું અંગ, વસ્ત્ર વિધવિધનાં પ્હેરે;
વળે ન નારનું અંગ, દ્રવ્યનો ઢગલો આલે;
વળે ન નારનું અંગ, ઘરેણાં ઘણાક ઘાલે;
વળે ન અંગ ખોરાકીએ, દૈએ માગ્યું મુખથી;
કહે વલ્લભ અંગ સુધરે, પરણ્યા પિઉના સુખથી.

---

## છપ્પો ૩૦

નારી નહિ સુકાય, પીએ પાણી બે દાડે;
નારી નહિ સુકાય, ફરે તે વાન હુંઘાડે;
નારી નહિ સુકાય, મરમનાં મ્હેણાં મારે;
નારી નહિ સુકાય, જોર જુલમ ગુજારે;
સુકાય ન મારે સુંદરી, ન સુકાય અન ભુખથી;
કહે વલ્લભ સુકઇ જશે, નારી નરના દુખથી.

---

## છપ્પા ૩૧

નર ન બને બળવાન, કઢેલાં દુધજ પીધે;
નર ન બને બળવાન, વૈદ વસાણાં કીધે;
નર ન બને બળવાન, ગ્રંથના ઘેબર દીધે;
નર ન બને બળવાન, બાપની પુંજી લીધે;
નાવે બળકો પુરૂષમાં, ઘર ગોરી દીલ દારથી;
વ્યાસ [illegible]મ કહે બળ વધે, પુર્સોનું રોજગારથી.

---

## છપ્પા ૩૨

સાસર વાસે લ્હાવ, ભોગવે રાજ્યાસનનો;
પણ બે આની બોજ, જાણવો તેવા જનનો;
મોસાળ પક્ષે લ્હાવ, ભોગવે સરવ સવૈયો;
પણ તે નરનું માપ, જાણવો પા રૂપૈયો;
બાપ નામે ઓળખાય તે, બાર આની પરમાણવો;
કહે વલ્લભ આપ નામનો, સત્તર આની જાણવો.

---

## છપ્પા ૩૩

જેહ ધણી મા બાપ, ત્યાગ કરીને બેસે;
તજીને ભગની ભ્રાત, જઈ સાસરીએ પેસે;
કરે શાળકથિ સ્નેહ, દેહ સાસુને અરપે;
સસરો વ્હાલો હેમ, પ્રેમથિ કાળજું ધરપે;
વ્હાલી વહુ બહુ સાળકી, જેમ જનેતા જાયલો;
કહે વલ્લભ તે આદમી, નહિ મરદ સુધ બાયલો.

---

## છપ્પા ૩૪

પુરૂષને મા બાપ, સરવથી શ્રેષ્ઠજ ગણવાં;
હોય બુધી કબુધ, તોય પણ ભગવત ભણવાં;
પાળે રૂડી પેર, મ્હેર રાખીને મનથી;
માને મુગનો પાડ, લાડ કીધાં તે દનથી;
શુભ સમજીને શેવા કરે, મન વાંચ્છીતજ ફળ મળે;
કહે વ્યાસ અડસટ તીર્થની, તે નરને યાત્રા વળે.

---

## છપ્પા ૩૫

જનની જાયા ભ્રાત, લડત કદિએ ના માંડે;
થાય વડો વિરોધ, વરી લાવેલી રાંડે;
હોય કરક્ષા નાર, પતીને અતી ચડાવે;
સાચી જુઠી વાત, ભરાવાનેજ લડાવે;
પોતે પણ લઢવાને ચડે, ભાંડે ગાળો ભાંડની;
કહે વલ્લભ સત્ય માનજો, સઘળે લડાઈ રાંડની.

---

## છપ્પા ૩૬

હોએ મુરખ ભ્રાત, વાત નારીની માને;
બુદ્ધી વણ જન જેહ, તેહ નર ધરતા કાંને;
વામા કેરૂ વેણ, સાંભળી ઘણોક ગાજે;
કરે ન મન વીચાર, આપ બંધવને બાજે;
કહ્યું કરીને અબળા તણું, ખોદણી ખોદ ભાઇની;
વલ્લભ કેહેછે તેહમાં, જાણવિ બુદ્ધી બાઇની.

---

## છપ્પા ૩૭

જે ઉર આવ્યું પાપ, સંગ તેને ન વસીયે;
હોય સગાં માબાપ, દુર તોહયે પણ ખસીયે;
પરાણુત કેરી નાર, જારપર સાથે રમતી
માંડવુ ન ઘરબાર, મેલવી ભુંડાણુ ભમતી;
દગા ભરેલ દોસદારને, તજવો જુદા જાતથી;
વ્યાસ કહે સ્નેહ તોડીયે, જનની જાયા ભ્રાતથી.

---

## છપ્પા ૩૮

જે ઘરમાં નહી સંપ, જંપ તેને નવ જાંમે,
ચાલે કુટા કુટ, અતી દુખ દળીદર પામે;
થાય ગર્થનો નાસ, હાસ કરી નહી બેસે;
હરખે દુશમન લોક, સોડમાં સત્રુ પેસે;
ઇજત ઘટે ઘણી આપની, છેક ફજેતી થાય છે;
વ્યાસ વલ્લભ કેહે માંનજો, ઘર ફાટે ઘર જાય છે.

---

## છપ્પા ૩૯

જે ઘર ઝાઝો ક્લેસ, લેસ તેને સુખ નાવે;
ફાગણની પુનેમ, સદા ગરમાં સોહાવે;
નાસે વિત વ્હેપાર, નાસ થાયે કુળ વ્રધી;
મનુસ મરકી થાય, જાય સુખ સંપત બધી;
કંકાસે જગ ઓળીતણું, નાસે છે પળ ચારમાં;
કેહે વલ્લભ કંકાસને, ઘાલોમાં ઘરબારમાં.

---

## છપ્પા ૪૦

સંપ હોય જે ઘેર, મ્હેર ત્યાંતો ઇસવરની;
વધે વડો વ્હેપાર, પ્રાપતી પામે જરની
લે સંસારી લ્હાવ, ભાવથી ભોગ ભોગવે;
સત્રુ સીર ન થાય, જુગતે જીવ જોગવે;
વંક્ષની વ્રદ્ધી બહુ વધે, દુખ દળદરનો નાસ છે;
કેહે વલ્લભ જ્યાં સંપ ત્યાં, પુર્ણ પ્રભુનો વાસછે.

---

## છપ્પા ૪૧

લડે બેટડો બાપ, લડે ભાઇ સું ભાઈ;
લડે દીકરો માત, લડે નણંદ ભોજાઈ;
લડેજ ભગની ભ્રાત, લડે ધણી ધણીઆંણી;
લડે ભાભી દિએર, લડે દેરાણ જેઠાણી;
વળી સાસુને વહુ વડે, ત્યાં પર બોલે બોલકા;
વલ્લભ કેહે તે આદમી પરજાપતના ખોલકા.

---

## છપ્પા ૪૨

હુંનુ નીર અપાર, કરીને ઘરપર રેડે;
સળગે નહી લગાર, મજુરી ખાલી ખેડે
થાય ઘડીમાં સંપ, ઘડીમાં ટંટો ચાલે;
ભાંડે ઘડિએ ગાળ, ઘડીમાં ઘરમાં મ્હાલે;
લઢે વઢે પણ વલ્લભ કહે, સાંમા સત્રુને દહે
છેવટ સાળદાળ એકડાં, તરીઓતો તેડે રહે.

---

### છપ્પો ૪૩

ડાપણમાંથી હાથ, નકાડે ન્હાંનુ મ્હોટું;
પોતાનું ખરૂં વેણ; અન્યનું માને ખોટું;
એક એકના વાંક, જુએ પોતાના ઢાંકી;
છીદ્રો સોધે છેક, વદે વડી વાતો વાંકી;
વહુ ફાડે તેહ ઠીકરાં, સાસુ ફાડી ઠીબ કહે;
વલ્લભ કહે કંકાસનુ, કારણ ડાહ્યા જન લહે.

---

## શેઠો વીશે.

### છપ્પો ૪૪

મરો નાતનો શેઠ, ઝેર ઝાઝુ જે રાખે;
મરો નાતનો શેઠ, સહું સીર આળો નાંખે;
મરો નાતનો શેઠ, રાંકને દાબી મારે,
મરો નાતનો શેઠ, હરામી હરવું ધારે;
મરોને શેઠ પટેલીયા, સૌને ધુતી ખાય છે;
કહે વલ્લભ તે શેઠનું, જડા મુળથી જાય છે.

---

### છપ્પો ૪૫

શેઠ નાતનો જેહ, દેહ તે ચંડાળ સર્ખો;
જોઈ સ્હાસ્ત્ર પુરાણ, પાપીને પંડિત પર્ખો;
સત્રુ ન કોનો થાય, થઇ વ્હાલો વ્હેર વાળે;
સ્નેહ કરીદ છેહ, જીવ બહુ જનના બાળે;
શેઠ પટેલ બની આપથી, પક્ષપાદ વીદ્યા ભણ્યો;
કહે વલ્લભ ધીક માતને, ગદ્ધી એ ગદ્ધો જણ્યો,

---

## છપ્પા ૪૬

કોણ જાણવો શેઠ, સરવ કરતાં પ્હેલાનો;
કોણ જાંણવો શેઠ, નાત મ્હાજન મ્હેલ્લાનો;
કોણ જાંણવો શેઠ, સરવનાથી સુજાતી;
કોણ જાંણવો શેઠ, શરવ જનથી મ્હા ઘાતી;
કોને નગર શેઠ જાંણવો, ગુણ તેના સા જોઇએ;
કેહે વલ્લભ સુણો સહુ, સંદ સઘળા ખોઇએ.

---

## છપ્પા ૪૭

નાત તણો જે શેઠ, વેઠતો કરે સરવની
પાડે સારી સુજ, વાત વદ ન ગરવની
દેઇ નાતને બોધ, કહે કુળ ધર્મજ નરખો;
આપ કરે સુભ ન્યાય, સુત શત્રુનો સરખો;
લાંચ લઈને ઘર ના ભરે, ગ્રસ્ત જોઇ ખુશી રહે;
કોને કલંક મુકે નહી, તેજ શેઠ વલ્લભ કહે.

---

## છપ્પા ૪૮

માજન કેરો શેઠ, ઠેઠથી હોય વીચારી
સુખ્ય જાત સુમત્ય, જોઇએ પરોપકારી;
સુભ કામમાં દામ, કઢાવે સૌ પાસેથી;
જતો બચાવે જીવ, કોક નિચને વાસેથી.
કરતો પોસણ કંગાલનું, આપ હરી ઘર નાભરે;
કહે વલ્લભ માજનતણો, સાચો તે શેઠજ ઠરે.

---

## છપો ૪૯

મ્હેલા કેરા સેઠ, પેટ મ્હોટું જે રાખે;
સૌથી સાચો સ્નેહ મુખ ભુંડુ નવ ભાંખે;
ભગની ગણે પરનાર, વ્હાર કરવાને ધ્યાએ
ભાગે ભલાની ભીડ, ચીડ કોપર નવ રાખે;
સેહેજ દામ ખરચે નહી, ગરીબનું ઉધરાવીને;
વલ્લભ કહે શેઠ થાપવો, સીર મુગટ બનાવીને.

---

## છપો ૫૦

શેઠ નગરનો જેહ, દેહમાં દયાજ લાવે;
રહીયતને શીર દુખ, આવતુ આપ ઉડાવે;
જુએ જગતની પીડ, ભીડ ભાગે ઉપાયે;
કરે રાયશું ન્યાય, નહીંતો સામો થાયે;
સાંભળે સહુનીં વારતા, પરજા બેટા બેટિયો;
વલ્લભ કેહેછે જાંણવો, તેજ નગરનો શેઠિયો;

---

## છપો ૫૧

ઉપર છપા ચાર, કહ્યા તેવું લે વરતી;
પ્હેલાનો એ શેઠ, જાત જાંણોમાં નરતી;
તેથી અવળી રીત, રાખતા તે મ્હા ઘાતી;
ચોખ્ખો એ ચંડાળ, અતી નબળો નીપાતી;
રાખે ઝેર બહુ આંખમાં, હોદ્દો ચલવે આપનો;
કહે વલ્લભ તે શેઠીયો, હોય હજારો બાપનો.

# હીમત વીશે.

## છપ્પા ૫૨

જેને હૈયે હામ, કામ કરતા તે ધાર્યું;
જેને હૈયે હામ, જાય તે જન ના માર્યું;
જેને હૈયે હામ, દામ ગાંઠે તે ઝાજો;
જેને હૈયે હામ, નામથી ચાલે માજો;
હામ હૈયે ઘણી રાખતા, તે સુરો સરદારછે;
કેહે વલ્લભ સહુ જાંણજો, હામ બડુ હથિઆરછે.

---

## છપ્પા ૫૩

હામ બડુ હથિઆર, હામતો માગ મુકાવે;
હામ બડુ હથિઆર, હામતો મ્હોત ચુકાવે;
હામ બડુ હથિઆર, હામથી દામ ન દુલે;
હામ બડુ હથિઆર, હામથી કામ ન ભુલે;
હામજ હથિઆર જાંણવું, હામ કદી હારે નહીં;
કેહે વલ્લભ સહુ જગ વિસે, હીમત સો મરદા સહી.

---

## છપ્પા ૫૪

હીમતછે તે મરદ, ગરદ હીંમત નવ ખાયે;
હીંમતની કીંમત, કોઇથી નવ્ય કળાયે;
હીંમત પામે રાજ, દાજ હીંમતથી વાળે;
હીંમત પામે જસ, કસ હીંમતમાં ભાળે;
હીંમત હોય જેહને ઘણી, તેજન રણછોડાવતા;
કેહે વલ્લભ હીંમત થકી, હરિ શું જીવ જોડાવતા,

---

## છપો ૫૫

જેણે મુકી હામ, દામ દુઃખે લૈ તેના;
જેણે મુકી હામ, કામ ધારે તે સેના;
જેણે મુકી હામ, ઠામ તે જનનો ટુટે;
જેણે મુકી હામ, રામ વિના ચોર લુટે;
હામ હારે જેહ આદમી, નપુસક નર પરમાણવો;
કેહે વલ્લભ તે માનવી, જીવતાં મુઓ જાંણવો.

................

## છપો ૫૬

જે જન હાર્યો હામ, નામ તે જનનું બુડ્યું;
જે જન હાર્યો હામ, ગામ ઘર તેનું ઉડ્યું;
જે જન હાર્યો હામ, ચામ ચુંથાયુ તેનું;
જે જન હાર્યો હામ, સામ થાયે મુખ એનું,
જે જન હીમત હારીયો, તે જન કારજ ભુલીયો;
કેહે વલ્લભરામ નામતે, દામ સહી તે ડુલીયો.

---

# મનુષના મદ વીસે.

## છપો ૫૭

જેને વ્હાલો સાથ, હાથ ઊંચા થૈ ગાજે;
ગણે સરવને તુછ, મુછ મરડીને બાજે;
જાણવિ જાદે જોર, જથેથિ જુસ્સો બતાવી,
બહુ કરે તોફાન, રૂદયે હંપદ લાવી;
જબરો જથાદાર સર્વથી, જાણવે જોર વસ્તારનું;
વલ્લભ કેહેછે મુરખા, તાણે જથાદારનું;

## છપ્પો ૫૮

જાણવે જાદે જોર, જથાની જોડયો લીધે;
સમજે મનથી લાભ, સરવથી ટંટો કીધે;
હૈયામાં ઘણી હામ, સગાંના શાથની રાખે;
સ્વાન સરીખો થાય, જ્યહાં ત્યાં લોઆં નાંખે;
માહા જોર જથાનું કરી, સત્રુને ફુલાવી દે;
કેહે વલ્લભ મળે શીંહતો, સરવે ખો ભુલાવિદે.

---

## છપો ૫૯

ગરીબ વઢતાં થાય, જાય માર્યો તે બહુનો;
ગરીબ વઢતાં થાય, ખાય ખત્તા જન સહુનો;
ગરીબ વઢતાં થાય, દબાવે સરવે એને;
ગરીબ વઢતાં થાય, ધાય વઢવા જગ તેને;
બુઢતાં ગરીબ જે થાય છે, તેનાં પાપ પુરાં મળે;
કેહે વલ્લભ વઢતાં બીયે, તેનુ વેણ પાછુ વળે.

---

## છપો ૬૦

લાંડ સંગ કલાંઠ, થાય ત્યારે બર આવે;
ઠગની જોડે ઠગ, થાય તો જીતી લાવે;
ડંડક સામો ડાંડ, થાય ત્યારે ઘર ચાલે;
શાની શાંમો શાહ, થાયતો ધંધો ફાલે;
નીચ સામુ લઇ હાડકુ, રહો સદા સૌ હામમાં;
સામા સરખા ઉડીએ તો,તો વસિએ ગામમાં.

---

## છપો ૬૧

પડયો જેનો કરપ, નરપ પણ તેને ગાંઠે;
હાંકે આખુ ગામ, આપ તે એકજ સાંઠે:
વ્હેરી જન વસ્ય થાય, જાય શત્રુ શીરપરથી;
સાંમિ ન બાંધે કહેડ, કોઇ પાડેલા ડરથી;
જેહ જનનો સાખો પડે, તેને સૌ નમતા રહે;
કહે વલ્લભ સમો એજછે, લાંઠ થાયતો નવ દહે.

---

## છપો ૬૨

ગરીબનુ નહિ કોય, ખરો હોયે પણ ખોટો;
ગરીબને સૌ ગાળ, દઈને પકડે ટોટો.
ગરીબ બોલે સત્ય, અસત્ય સરવે જગ જાણે;
ગોદા ઘાલે લોક, કોઇ દલ દયા ન આંણે;
ગરીબ તણા બહુ ભોગ છે, ડાહયો પણ ઘેલો ગણે:
વ્યાસ વલ્લભ કહે ગરિબને, ભલોજ પણ ભુંડો ભણે.

---

## છપો ૬૩

ગ્રહસ્ત ઘેલો હોય, તોહ્ય પણ ડાહયો જાંણે;
અવળુ વદે વેણ, પક્ષ તો પણ સૌ તાંણે;
કરે વાત અસત્ય, સત્ય સરવે કહે સાચી;
હોયે બુદ્ધી હીંણ, ગણે નહી કોબુધ કાચી;
ગ્રહસ્તનુ ખોટુ ખરૂ પડે, ચાહ્ય તો જુઠું બોરવે;
વલ્લભ કેહેછે ગ્રહસ્ત તે, દીવસ રાતને ઠેરવે.

---

## છપ્પા ૬૪

ગરીબ જનનો સેઠ, કદાપી કો નવ થાયે;
ગ્રેસ્ત તણા ગુલામ, થવાને લાગે પાયે;
ગરીબ ગુણી હોય, તોહ્ય પણ પ્રીત ન બાંધે;
ગ્રહસ્થ ઘેલો હોય, તેહની રસોઇ રાંધે;
ગ્રહસ્તો તણા બેલી ઘણા, ચ્હાય થવા સાગા સહી;
વલ્લભ કહે છે ગરીબનો, બનેવી કો થાયે નહી;

---

## છપ્પા ૬૫

વાઘ કરે હંસાય, થાયના કોતે સાંમા;
બકરી જાત ગરીબ, દેખતા નડે ન કામા;
ભીક્ષુકપર ભર જોર, કોઇ છતને નવ છેડે;
હોદ્દાના થઇ દાસ, ભાઈ કહિ ભમતા કેડે;
એમ ઊંધા જન અતી ઘણા, પાપ પેટ ભરનાર છે;
કેહે વલ્લભ જગમાં સહુ, અજા ઇદ કરનાર છે.

---

## છપ્પા ૬૬

અનેક જનને એક, નડે તેને તો નડવુ;
દયા ન ધરવી લેસ, દુષ્ટની પુઠે પડવુ;
દારૂણ દેવો માર, ટેવ ભુલાવી દેવી;
કરવો ઇજ્જત હીણ, ફજેતી જોયા જેવી;
પાપી પુરૂસને પીડવો, સૌને સુખ કરવુ સહી;
કેહે વલ્લભ ભુઢાળવો, કદિ પાપ ગણવુ નહી;

# નીચના લક્ષણ વીશે.

## છપો ૬૭

પરશીર મુકે આળ, ગાળ તે ખાયે જગની;
પડે તેવુ હોય, હોય તેવી નીજ ભગની;
ચોર ગણે સૌ ચોર, હોય શા તે શા જાણે;
ડાંડ ગણે સૌ ડાંડ, લુચ્ચુ લુચ્ચા મન આણે;
જાર જારી સહુ જાંણતાં, તે જન એલી પાપના;
જુઠુ આળ વલ્લભકહે, મુકે તે ગુણ આપના.

---

## છપો ૬૮

દેખીપર વૈભોગ, રોગ પામે ઝેરીલો;
દલમાં ખહુ દુભાય, વગર વ્હેરે વ્હેરીલો;
સરીર પણ સોસાય, ખાય ના પેટ ભરીને;
તનથી ટાઢો થાય, કુથલીપરની કરીને;
જેમ સુખ પરનુ દેખતો, તેંમ તેંમ તે દાજતો;
વલ્લભ કહે ધીક તેહને, લંપટ મન નહીં લાજતો.

---

## છપો ૬૯

ઝેરી સાંઢે સાંઢ, સ્વાન શુ સ્વાન ન સંપે;
ઝેરી રાંડે રાંડ, જરા જોડે નવ જંપે;
સુથારે સુથાર, કરે વડું વ્હેર વાદે;
મંઝારે મંઝાર, ઝેર જંખાવે જાદે;
દ્વીજે દ્વીજ મળે એકઠા, વિસ વાંણી ત્યાં થાય છે;
વલ્લભ કહે છે જગ વીશે, જાત જાતને ખાય છે.

---

## છપે। ૧૦

વીપ્ર વીપ્રનુ માન્ય, ઘટાડે ગ્નાન બતાવી;
પાપે ભરતો પેટ, આંખમાં ઝેરજ લાવી;
કરે બ્રંમ નીંદાય, લ્હાય લાગે બહુ રૂદે;
કપુત કરમ ચંડાલ, હલાલી થયોજ ઉદે;
બ્રાંમણ બ્રાંમણનું ખોદતા, ખેલ કરે ખુબ ખીજનો;
કેહે વલ્લભ તે બ્રાંમણો, જાણો બીજા બીજનો;

---

## છપે। ૧૧

કરસે પર નીંધાય, જાય લક્ષમી તે જનની;
ટળે વણજ વ્હેપાર થાય નાસ્તી અન ધનની,
ક્ષય પામે પરિવાર, પાપ અન્ય જનનું ધોઇ;
રીધ્ધ સીધ્ધ નવ નીધ્ય, રહે નીંદયામાં ખોઇ;
વળી જગ સહુ ભુંડો કહે, મુર્ખમતી તે મુંઢમાં;
કેહે વલ્લભ મુઆ પછી, પડે નરકના કુંડમાં.

---

## છપે। ૧૨

કોણ કરે નીંદાય, કોણ જન કરે અદેખી;
કોણ કરે બહુ ઝેર, કોણ નાખે ઉવેખી;
કોણ કરે જુડ વાત, કોણપર આળો મુકે;
કોણ કહે મમજાત, કોણ મુખ ભુંડું ભુંકે;
કોણ કરે વાતે ટાપશી, કોણ મુખે મીઠુ વદે;
કોણ કડવું વેણ ભાંખતું, સૌ સોધી લેજો રદે.

## છપ્પો ૧૩

નીચ કરે નીંદાય; કરે નાગોજ અદાખી;
સગુ કરે બહુ ઝેર, વદ ચંડાળ ઊવેખી;
લુચ્ચું કરે જુઠ વાત, કલંકી આળો મુકે;
કહે અછકલુ જાત. બ્રહ્મજન ભુંડું ભુંકે;
લાલચુ પુરતા ટાપશી, દુસમન તે મીઠું વદે;
વ્હાલુ તે કડવું ભાંખતું, વ્યાસ કહે ધરજો રૂદે.

---

## છપ્પો ૧૪

ચાંડાળનું લક્ષણ, કરે સહુની ચેષ્ટાળી;
વદે મુખ મીઠાશ, પછાડે પાડે તાળી;
દર્સાવે બહુ હેત, પેટમાં પાળી મ્હોટી;
કથે મરમની વાત, કુથલી કરવા ખોટી;
વાહાલો થઇ વ્હેરી બને, બાંનુ બતાવે આળનુ;
કહે વલ્લભ પરખી કહ્યુ આ લક્ષણ ચાંડાળનું.

---

## છપ્પો ૧૫

જાત પ્રમાણે વાત, વેણ મ્હોંડાપર આણે;
તરૂ પરમાણે ફલ, પોયણુ જલ પરમાણે;
કરમ પ્રમાણે પુણ્ય, સંગ પરમાણે અસરો;
તુકમ તુલ્યા તાશીર, હોય તેમાં સી કસરો;
દાનત પ્રમાણે બરકત છે, ગુંણ પરમાણે નામના;
ગ્નાન પ્રમાણે ગંભીરતા, નીશ્ચય વલ્લભરાંમના.

---

## છપ્પા ૧૬

જૈની જેવી જાત, વાત તેવી તે બોલે;
નીચુ નીચી વાણ, વદીને દલમાં ડોલે;
ભરી ગાલમાં ગાળ, સ્વાન પેરે બહુ ભસ્તુ;
દૈ પર જીવને દુખ, મુરખ મન માંહી હસ્તુ;
ઉચ કુળમાં હોય આદમી, પણ મુખ નર્તી વાત છે;
વલ્લભ કેહે છે જાંણવું, નબળુ નીચી જાત છે.

---

## છપ્પા ૧૭

ખોદ ખોદાણી ખુબ, પરાઈ પેટ ભરીને;
મુઠ મનથિ મલકાય, કુથલી કુડી કરીને;
કહે અન્યને નેસ્ટ, શ્રેષ્ઠ પોતે થાવાને;
આપ તણા ગુણ ગાય, ધેરા ધુતી ખાવાને;
એમ કરે પાપે પોટલો, અતી અરીશ્યા હાડમાં;
કેહે વ્યાસ જે જન ખોદશે, તે જન નરકી ખાડમાં.

---

## છપ્પા ૧૮

કહો દુષ્ટને દુષ્ટ, તેહમાં ધરમ ન ભાગે,
કહો ચોરને ચોર, પાપ તેમાં નવ લાગે;
હુન્નરિને હોંસીઆર, કહેતાં ભાટ ન થૈયે;
પુન્ય વંત દાતાર, કહ્યામાં કિર્તી ન કહિએ;
શાને સહુકાર ગાઇએ, તે નહી જસ કહયા કથી;
નબળાને નબળો બોલતાં, વ્યાસ કહે નીંદયા નથી.

---

## છપ્પો ૭૯

બહુ બોલે જે બોલ, તોલ તે તણો જાણશે;
હોય ઘણો ગુણવાન, તો હચે ગર્ધવ ગણાશે;
વાત કરે વ્હેવાર, સરવ જગ જુઠી જાંણે;
પ્રધપણું ઘણું થાય, તોહચે વીસ્વાસ ન આંણે;
લોકો લવરી ખોરો ગણે, સ્વાલ કરે કદી સુતરો;
વલ્લભ કહે છે બહુ બકે, તેને કેહે સૌ કુતરો;

---

## છપ્પો ૮૦

જીભમાં ઝાઝુ ઝેર, જીભમાં ઝાઝી સાકર.
જીભે થૈયે સેઠ, જીભથી થૈયે ચાકર;
જીભ વધારે વ્હેર, જીભથી સ્નેહજ વાધે;
જીભે છુટે હાથ, જીભ તે ઊંચા બાંધે;
જીભ જીવાડે મોહોતથી, જીભ જીવેથી મારતી;
વલ્લભ કેહે છે જીભડી, રાજ્યાસન પધારતી.

---

## છપ્પો ૮૧

હાંસીમાં વીરોધ, ક્રોધ હાંસીથી થાયે;
હાંસી તોડે હેત, રેત હાંસીમાં ખાયે;
હાંસી વિખનું મુળ, કુળ કુમે હાંસીમાં;
હાંસી જરનો નાસ, ધરે હાંસી ફાંસીમાં;
હાંસી હાટ હુધમાતનું, હાંસી વાવે ઝાંખરાં;
કેહે વલ્લભ હાંસી થકી, છે ઇજ્જતના કાંકરા.

---

## છપ્પા ૮૨

મશ્કરીની ટેવ, દવ દુભે છે તેને;
પડે પ્રભુની લાત, સમજ આવે નહિ એને;
પામે અતી અપજસ, પણ મન પાછું ન પાડે;
કપુતનો કુઆર, સહુને ઠડે ઉડાડે;
જનેતા જેહની છીનકી, પીતા જેનો તસ્કરો;
વલ્લભ કહે સુત તેહનો, નીકળે મુરખ મસ્કરો.

---

## છપ્પા ૮૩

વદ ઉછળતુ વેણ; કેણ કડવું મુખ ભાંખે;
કરી કટાંણો ક્રોધ, બોજ તરછોડી નાંખે;
વ્હાલા સંગે વાત, કરે તોપણ તે રીતી;
દુસમન જન દખાય, એજ પાપીની પ્રીતી;
ઝેર ભરેલ જીભ જેહની. ઘા જોગ ઝેરી બોલછે;
કેહે વલ્લભ તે આદમી, ભુંકણ ખરની તોલછે.

---

## છપ્પા ૮૪

વગર વિચાર્યું વેણ, વદે તે મુખમાં પેસે,
વગર વિચાર્યું વેણ; વદે દુર દશા બેસે;
વગર વિચાર્યું વેણ, વદે શીર સત્રુ જાગે;
વગર વિચાર્યું વેણ, વદે ભય ભારજ લાગે;
વગર વિચાર્યું વેણ વદે, તે જીવડો પસ્તાયછે;
કેહે વ્યાસ બોલ્યું બને નહીં, તો મરયા તુલ્ય થાયછે;

---

## છપ્પો ૮૫

લાડ લડાવ્યું બાળ, ગાળ ભાંડે તે સહુને;
કહે માતને રાંડ, માત બોલે મુખ વહુને;
વદે તાતને સુત, ભાઈને સાળક ભાંખે;
કથે કઠોરાં વેણ, સીખ કોની નવ સાંખે;
મ્હોઢે ચઢાવેલ બાળકો, આબરૂ ટાળે તાતની;
કહે વલ્લભ તે છોકરૂં, કુખ વગોવે માતની.

---

## છપ્પો ૮૬

કરી પુત્ર પક્ષ, લક્ષ લડવામાં રાખે.
હૃદયે ચાંપે સુત, અન્યપર દૈવત દાખે;
ભાંડે ભુંડી ગાળ, તેમતે સુણે સાંમી?
દેખી શીખે બાળ, અસર તે જાયે ઝાંમી;
માત તાત તણું બોલવું, સ્રવણ કરી ગુણ ગ્હાયછે;
કહે વલ્લભ તે છોકરૂં, છેવટ વંઠી જાયછે.

---

## છપ્પો ૮૭

બળો રાંડની કુખ, કપુત પુત્ર પ્રસવે પેટે;
હરી જનને દે દુ:ખ દુષ્ટને ભાવે ભેટે;
અધર્મે જાણવે જોર, ઢોર ઘાલી ભંગ પાડે;
અનેક જીવને ફાંશ, પુરાણ પાડી નસાડે.
ભગવત નામમાં ભંગ કરે, ધંધો ટીંખળ ગાળનો;
કહે વલ્લભ આ ગુણથી, ગણવો સુત છીનાળનો.

---

## છપ્પા ૮૮

મરજો પુત કપુત, ખાય પરમુખની ગાળો;
મરજો પુત કપુત, થાય જે સૌનો સાળો;
મરજો પુત કપુત, રંગમાં ભંગ પડાવે;
મરજો પુત કપુત, લોકને આગ ચડાવે;
જે પુત કપુતો નીકળે, તે જન મરજો આપથી;
કહે વલ્લભ તેવા થકી, છુટે સહુકો પાપથી;



# અતી સર્વ વર્જીત વીશે

## છપ્પા ૮૯

જાદ કરશે જેહ, તેહ થોડામા મરશે;
જાદ કરશે જેહ, તેહનુ હાકમ હરશે;
જાદ કરશે જેહ, જગત તેનાપર ચીડે;
જાદ કરશે જેહ, પ્રભુજી તેને પીડે;
જાદ કરવું જે ધારશે, તેના હાલ ભુંડા થસે;
આકતુર તુલ્ય વલ્લભ કહે, બહુ કરતો ઉડી જશે.

...............

## છપ્પા ૯૦

બહુ દોડે થકાય, બહુ આર ભારજ મારે;
એક દમ કરે જોર, જરૂરે તે જન હારે;
છોળે વધે જે નિર, એક પલકે તે ખુટે;
ગટપટ બાંધે સ્નેહ, તેહ ટુકામાં તુટે;
ઘાણુ કરે તે થોડાકને, ઝાઝામાં કડવાસછે;
કહે વલ્લભ સત્ય માનજો; થોડામાં મીઠાસછે.

## છપો ૯૧

ખડ ખડ કાઢે દાંત, હશીને જે નર નારી;
બુદ્ધી હિણ તે હોય, નહિં રીત પાસે સારી;
મુરખના સરદાર, દંત દેખાડે ઝાઝા;
જગમાં હલકું બોજ, થાય ને તુટે માઝા;
રાંડ રંડેને હાળો હસે, તે મુરખો પ્રમાણછે;
દંત કાઢી હસવા થકી, વ્યાસ વદે બહુ હાંણછે.

---

## છપો ૯૨

તાત સુતને શીખ, બીક દેઈ દે ઝાઝી;
ભ્રાત કહે સુભ વાત, વીરને વારે બાજી;
માતા મુખ દે ગાળ, બાળને સ્વારથ સારૂ;
ભગની ભાંખે ભેદ, કાઢવા લક્ષ નઠારૂ;
બાળપણમાં બુરૂ પડે, મ્હોટ પણમાં તે મીઠડું;
કેહે વલ્લભ પાછળ સહુ, સંભારે તે દીઠડું.

---

## છપો ૯૩

મુરખને દયો ગ્નાન, સાન આવે ન કદાપી;
સમજાવો સૌ સાર, તોહ્ય નવ સમજે પાપિ;
કરો કોટી ઉપાય, ચ્હાયતો રાખો ખાળી;
પણ પડી જેહ ટેવ, ટળે ના તેતો ટાળી;
પ્રત્ન કરી સ્થીર પાડીએ, તોપણ મન જાયે ડગી;
વલ્લભ કેહેછે શેઠની, શીખાંમણ ઝાંપા લગી;

---

## છપ્પા ૯૪

નહીં નફટને લાજ, નહીં નફટને હાંની;
નહી નફટને ટેક, નફટ જન એ ઇમાની;
નહીં નફટનો ઓાજ, નફટને શીક્ષા શાની;
નહીં નફટની સાખ, નહીં નફટ તે ગ્નાની;
ડર નહી નફટને લોકનો, નફટ જન નીરદ ઘણો;
કેહે વલ્લભ માને નહીં, નફટ ભય રાજા તણો;

---

## છપ્પા ૯૫

જેણે મુકી લાજ, તેહને રાજ ઘડીનું;
લજવે માને બાપ, લજાવે સગુ અડીનું;
આણે મનમાં હર્સ, સર્સ સૌનાથી જાંણી;
છોટ પામે દુખ, સુખ થાયે ધુળધાણી;
લાજ રહીત રાજ ભોગવે, તે સપનુ ગડી ચારનું.
કહે વલ્લભ સુધરે નહીં, કાં પુરૂષ કાં નારનું.

---

## છપ્પા ૯૬

ખરૂ કહ્યામાં ખાર, ખરો ખર જનને લાગે;
વ્યાપે રૂદે રીસ, વેંણ વપુ મહિં વાગે,
થાય આકળુ ભુત, ક્રુધ મનમાંથી ઉઠે;
ખરૂ ખમે નહિં આપ, રેશ આણે ને રૂઠે;
સત્ય કહે સોક ઉપને, ડાપણ બજવે ડાંડનુ;
કેહે વલ્લભ તે છોકરૂ, હોય રઝળતી રાંડનું;

---

## છપ્પો ૯૭

સાચા જનને સોક, કદી કાળે નવ આવે;
રહે ન છુપ્યુ કર્મ, ચાહ્યતો ભસ્મ લગાવે;
શાજાદાને ચોર, કહે નવ ડરે લગારે;
ધેનું કેરાં શીંગ, હોય ધેનુંને ભારે;
સુર્ય ભણી ધુળ નાંખીને, પાછી પોતે પામતા;
કેહે વલ્લભ લાગે નહીં, સાચે સોને સામતા.

---

## છપ્પો ૯૮

સૌ મન ડાહ્યું થાય, નહીં કો મનથી ઘેલું;
ન્હાનું મ્હોટું કોય, હોય પાછળ કે પ્હેલું;
અણ ભણ કે વીદ્વાન, રાય કે રહિયત સરવે;
ગધ્ધો મન ગુણવાન, ઘુમતો ઘણોજ ગરવે;
અકલ જગમાં દોહોડછે, ખરેખરા ઈનસાફની;
અડધી વ્યાસ કહે અન્યની, આખી સૌને આપની;

---

## છપ્પો ૯૯

સમજે સહુ મનુંસ્ય, હુંસ્યપરના હૈયાની;
મુંઢ નરો પણ કાંક; લહે વિકટ વહીયાની;
સુદ્ધ બુદ્ધ પડપંચ, સરવ વરત્યામાં આવે;
મન ડાહ્યો જન કોય, હોય તે હંપદ લાવે;
પણ સમજે સહુ પ્રાણીઓ, ખોટું કે અથવા ખરૂં;
પાપ વ્યાસ કહે દીલનું, સમજીને કરજો પરૂં.

---

## છપ્પા ૧૦૦

આપ વખાણે ગુણ; ત્રણ સરખો તે ભાણવો;
હું પદ માગે માન્ય, ભલો જન ખોટજ ગણવો;
થોડો અક્કલવાન, બતાવે બહુ બડાઇ;
પુંઠ વખોડે સર્વ, ગર્વ તોપણ મન માંહી;
મુંઢ જન ડાહ્યો થઇ ફરે, મનથી પુર પલકાય છે;
કેહે વલ્લભ સુણો સભા, ઓછું પાત્ર છલકાય છે.

---

## છપ્પા ૧૦૧

હુંન્નર જેની પાસ, દાસ સૌ થાએ તેના;
મળે માન્ય આકાર, બેસવા ગાડી મેના;
લક્ષ્મી લાગે પાય, રાય પણ બે કર જોડે;
ગ્રસ્થ શેઠ સહુકાર, નમીને આગળ દોડે;
મળે મન ઇચ્છયું આવીને; ભાર પડે નહિ તાણવો;
વલ્લભ કેહે છે સૌ થકી, હુંન્નર હીરો જાણવો.

---

## છપ્પા ૧૦૨

હુંન્નરને જન જેહ, બરોબર પાકો કરતા;
જગમાં જીતે તેહ, હાંમ હૈયામાં ધરતા.
રાખે નહી કચ્ચાસ, હાય તે જનને થોડી;
સેંજે સો પચાસ, જુગતે લે જર જોડી;
પક્કો હુંન્નર લે હાથમાં, તેને વેઠ થોડિ પડે;
કહે વ્યાસ કાચ્ચે હુંન્નરે, મ્હો માંથે હોડી રડે;

## છપ્પો ૧૦૩

કાચાનું કમ જોર, ઠોર ઠોરે તે ભાગે;
પાકું થાય પસાર, કાંઈ ઠોકર નવ લાગે;
કાચે કમ કીસમત, ગત થાયે તે કીસ્સો;
પાકે પામે જસ, આબરૂથી લે હીસ્સો;
કાચે કીસબ વલ્લભ કહે, કો દન ઊંચો નવ ચડે;
હીંગનું પડીકું આવડ્યું, એટલે ગાંધિ થૈ પડે.

---

## છપ્પો ૧૦૪

શ્રેષ્ઠ થવા જે ચ્હાય, જાય તે જનનું જાદ,
ખુએ તે ખોરાક; કોઈ મ્હોટાને વાદ;
નકામ તાણે ટેક, છેક છોછો તે થાયે;
વાણ બુદ્ધીએ વાદ, કરીને બહુ કુટાયે;
વીના હુંન્નર હાથી બને, ઝેડાં ખાવા ચ્હાય છે;
કેહે વલ્લભ છોટા થયે, કીડી સાકર ખાય છે;

---

## છપ્પો ૧૦૫

કરે વડાનો વાદ, નાદ તેમાં ઉતરશે;
લાંબા નરની સંગ, જાય ટુંકો તે મરશે;
દશી વડાનો મ્હેલ, ઝુંપડી વાદે પાડે;
વડા વાદ પોશાગ. કરી દેવાળું કાડે,
ખાય ખાંણું વડા વાદથી, રાંક વડા સાંમો વશી.
કહે વ્યાસ વલ્લભ છેવટે, મરશે તે ટાંગા ગશી.

---

### છપ્પા ૧૦૬

કરે વડાથી વ્હેર, ઝેર રાખીને દલમાં;
જીવ જર થાયે નાશ, ઉડે તે પાંમર પલમાં;
ખુએ ઘરને ગામ, ઠરીને ઠામ ન બેસે;
દામ ટળે નકામ, ચીતમાં ચીંત્યા પેસે;
સુખે સુવા પામે નહી, માટે મનથી બીજીયે;
કેહેછે વ્યાસ વડા થકી, વ્હેર કદી ના કીજીયે.

---

## કન્યા વકરો કરવા વિશે.

### છપ્પા ૧૦૭

લે દિકરીના દામ, ડાંમ રેવાનો તેને;
દુખ ટળીને સુખ, મળેલું દીઠું કેને;
રક્ત લક્ષમી એજ, તેજ ઘરમાં નવ વ્યાપે;
કરે કુળનો નાશ, હળાહળ કુમતી આપે;
ચામનો દામ ઉપજાવીને, તર્તજ ખુશી થાયછે;
વલ્લભ કેહેછે વીતતે, લક્ષ ઘણું લૈ જાયછે.

---

### છપ્પા ૧૦૮

દામ લેઈ દ ચામ, નામ બોળ્યું તે ધણિયે;
લે દિકરીનું દ્રવ્ય, તાત તે ભડવો ભણિયે;
પરણત નવ કેવાય, થાય વેશ્યાના જેવું;
ગણવો ગુણકા તાત, શાસ્ત્રથી અવળુ તેવું;
લે લક્ષમી ત્રાહ્યત્રાહ્યની, પીતા પુત્રી આપિને;
કહે વલ્લભ સત્ય માનજો, પાપ ઘણું તે પાપિને.

---

### છપો ૧૦૯

વેઠી વપુએ દુઃખ, સુખ તાકે તનીયાનું;
નીરખે વર જર ઘર, નહિ અવળું દનીયાનું;
નીચ કરે નીંદ્યાય, સત્ય સારૂ નવ બીચે;
તાકી સારૂ સુખ, દાન કંન્યાનું દીચે
તે ગુણ સહુ ડાહ્યા તણા, તાત સુભ સભાગીયો;
કહે વ્યાસ સુંખ સુતા તણું, સોધે નહિ અભાગીયો.

---

### છપો ૧૧૦

દે કંન્યાનું દાન, માન્ય મોકલતાં ખાયે;
કરે જમૈથી ઝેર, વ્હેર વણ સામો થાયે;
રાખિ આપને ઘેર, પેર પાળ્યાની બોલે;
કુવરીને કુટંબ, ગણે તે ખરની તોલે;
પરણાવિને કરી પારકી, પુંઠ અમલ કરે આપનો;
વલ્લભ કેહેછે નર્કમાં, ઠામ થાય તે બાપનો.

---

## શાન્તી રાખવા વિશે.

### છપો ૧૧૧

લોભ થકી લુટાય, લોભથી ટેકજ ટુટે;
લોભી જન કુટાય, લોભથી ગર્થજ ખુટે;
લોભે ન રહે લાજ, રાજ પણ લોભે ખુએ;
લોભે આપ ન ખાય, લોભથી ઇજ્જત ખુએ;
લોભે લવરી લુલી લવે, લોભે ખત્તા ખાયછે;
વલ્લભ કેહેછે લોભથી, લક્ષણ સઘળાં જાયછે.

## છપ્પો ૧૧૨

સંતોશી જન જેહ, દેહ પ્રફુલીત તેનો;
સંતોશી સુબુધ્ય, ભોગવે સૌ સુખ ચેનો;
સંતોશીનો ટેક, રહે જનમારો આખો;
સંતોશીનો જજસ, ભાર જગમાં નહિ જાંખો;
સંતોશીનું માન્યજ વધે, સંતોશી તરતા તદા;
કેહેછે વલ્લભ જગ વીશે, સંતોશી સુખી સદા.

---

## છપ્પો૧૧૩

મન ધાર્યું જો થાય, ખાયમાં કો જન લુખુ;
ફરે ન નાગુ કોય, ભિખારૂ રહે ન ભુખ્યું;
ચાલે ન ચર્ણે કોય, વાહનો ઘેર વસાવે;
ચોરી ન કરે ચોર, કોઇ પર ગુણ નવ ગાવે;
નોહો કરી કો કરે નહી, વેઠ કરે સાને મથી;
કેહેછે વલ્લભ હર વીના, મન ધાર્યા થાતાં નથી.

---

## છપ્પો ૧૧૪

જો ઝાલ્યું રહે ચીંત, હરે નહી રાવણ સીતા;
જો ઝાલ્યું રહે ચિંત, પડે ન પરાસ્વર પીતા;
જો ઝાલ્યું રહે ચિંત, દુર્યોધન યુધ ન માંડે;
જો ઝાલ્યું રહે ચિંત, રામજી નાર ન છાંડે;
મન ઝાલ્યાં રહેતાં નથી, હર ધાર્યા સૌ થાયછે;
વલ્લભ કેહેછે મુરખા, ચિંત વસ કેંવા જાયછે.

---

## છપ્પો ૧૧૫

લક્ષમી વરના લેખ, પડ્યા મીથ્યા નવ થાયે;
લક્ષમી વરના લેખ, કોયથી નવ ભુસાયે;
લક્ષમી વરના લેખ, લખ્યા ગુંદરની ગાર્યે;
લક્ષમી વરના લેખ, ટળે ના દીન હજારે;
લક્ષમી વરના જે લેખછે, તે પરમાણે થાયછે;
વલ્લભ કેહે મુઢજ મતી, હું કતથી કુટાયછે.

---

## છપ્પો ૧૧૬

હું કત રાવણ રાય, રામચંદ્રે રણ રોળ્યો;
હું કત દુર્યોધન, પાંડવે વન વીંજોળ્યો;
હું કત કંસાસુર, ક્રોધ કરી કૃષ્ણે માર્યો;
હું કત જરાસન, ભીમથી લઢતાં હાર્યો;
હું કતી ના કુટઇ ગયા, ટેક રહ્યા કોના નહીં;
કહે વલ્લભ સહુ હરી કરે, વીચારી લ્યો મન મહીં.

---

## છપ્પો ૧૧૭

દશા રામને શીસ, પડી વન વાસ કહાડ્યા;
દશાનળ રાય શીશ, નારથી જુદા પાડ્યા;
દશા કૃષ્ણને શીશ, મણીની ચોરી આવી;
દશા દમી ચંદ્રાસ, જમ્યો એ પરનું લાવી;
દશા પાંડવને શીર પડી, દ્વાદશ વરસો વન વહ્યા;
કે વ્યાસ દસા હરી ચંદ્રને, નીચ ઘેર ન્હોકર રહ્યા.

## દેવા વિશે

### છપ્પો ૧૧૮

દુખી દેવાદાર, સુવા સ્વપને નવ પામે;
કપડાં બહુ ખેંચાય, જાય ત્યાં ઠાંમે ઠાંમે;
ઘેર પડે પોકાર, લ્હેણિયાં આવી બેસે;
ગાળો પણ દસ વીસ, ખાઈ ખુણામાં પેસે;
નીરભયથી નવ રહી શકે, નહી સંસારી સુખડું;
કહે વલ્લભ સહુ માનજો, દેવા તુલ્ય નહી દુખડું.

---

### છપ્પો ૧૧૯

દેવુ દારૂણ દુખ, કદી દેવું નવ કરવું;
વેઠી લેવી ભુખ, ઉધારાનું પરહરવુ;
દેવાના થઇ દાસ, રહેવું પડે સદાયે;
પડે જોડવા હાથ, વેંણ વાંકુ ન વદાયે;
દળીદર દુખ દેવે વધે, દેવે દાંનત બીગડે;
કેહે વલ્લભ દેવા થકી, રહે આબરૂથી ગડે.

---

## મીઢાં માણસ વિશે

### છપ્પો ૧૨૦

મીંઢા માણસ સંગ, રંગ કદી નવ કરીએ;
જો જઈએ પરદેશ, મ્હોત વિના ત્યાં મરીએ;
જાણાય નહિ કઈ મર્મ, કર્મ તેનાં ધારેલાં;
મીઢાથી બહુ લોક, દિઠાં જગમાં હારેલાં;
મુગો રહિને બોલે નહી, મીઠું ખોટું કે ખરૂં;
ગેબી ગોળો તે મારશે, વ્યાસ કહે કરજો પરૂ.

---

## છપ્પો ૧૨૧

મીંઢુ ન બોલે બોલ, તોલ તનમાં તે તાકે;
મીઢું માણસ લાગ, જોઈને મારી નાખે;
ગ્રહી પેટમાં પાપ, આપ ટાઢો થૈ રોળે;
ઘણી ગોઠવે ગેડ, નહી બોલેને બોળે;
આચરે નહિં કાંઇ મુખથી, પેટ મહી પાળી રહે;
મીંઢા તણો સંગ છોડજો, વ્યાસ વલ્લભ સાચું કહે.

................

## છપ્પો ૧૨૨

રહે ચઢેલું મુખ, સુખ તેને નવ આવે;
ઝેરી જન દેખાય; કોઇ રસ્તે ન બોલાવે,
કહે અદેખો લોક, કટાંણુ મોઢું નરખી;
સગું સાથ નવ થાય, હસે નહિ કોજન હરખી;
વળી જગ સહુ અતડું રહે. ગણે કુકર્મી કાળછે,
વ્યાસ કહે રહે મુખ ચઢયું, તેજ ઘણી ચંડાળછે.

---

## છપ્પો ૧૨૩

હસ્તુ રેહે છે મુખ, દુખ તે જનનુ નાસે;
ઉમંગ સૌને થાય, જઈ જગ બેસે પાસે;
આંણંદિ કહે લોક, હરખતું મ્હોડું જોઇ;
ગુણ જગત સૌ ગાય, અદેખો ન કહે કોઈ;
ભાવે લોક બોલાવીલે, ગંમત કરવા કારણે,
હસ મુખાને વલ્લભ કહે, સુખ મળે સહુ બારણે.

# અવળી રીતવીશે.

## છપા ૧૨૪

દુનિયાંના દોરંગ, જગત જુઓને ભાળી,
વાઢનારી છે જેહ, તેહને કેછે પાળી;
પાળેછે ઘીં પાત્ર, બોલતા તેને વાઢી;
બહુ અવળા ઉચ્ચાર, વદે દુંનીયાંજ અનાડી;
બાંધે પચાસની પાઘડી, તોરો તેનું નાકછે;
કેહે વલ્લભ પાછળ મુકે, અવળું આડો આંકછે,

---

## છપો ૧૨૫

ઘુંઘટ તાણે નાર, વ્રધ જનને દેખીને;
કરે ઉઘાડુ મુખ, દીયર પ્યારો પેખીને;
બ્હાર જતાં સણગાર, સજે બહુ સારા વાઘા.
પીઉજી પાસે જાય, અંગ પ્હેરીને ધાઘા;
વ્હેર વ્હાલામાં હોય ઘણુ, પરસું હોયે પ્રીતડી;
વલ્લભ કહેછે જગ વીશે, જોજો અવળી રીતડી.

---

## છપો ૧૨૬

કાન સાંભળી વાત, કદી સાચી નવ કહીએ;
નજરે દીઠી હોય, તોહ્ય વીચારી લઇએ;
ઊંડો કરીને કયાસ, આપ તપાસી જોઇએ,
પડદે પુછાપુછ, કરિને સંદે ખોઇએ;
નીસ્ચે કીધા વણ વારતા; કરે તામશી તાપના;
વલ્લભ કેહેછે તે ઘણી, બનશે બેલી પાપના.

---

### છપ્પા ૧૨૭

જેને જેપર પ્રેમ, વ્હેમ તે પરતે ધારે;
જેને જેની બીક, બીક તેને તે મારે;
જેને કલ્પના જેહ, તેહ સપને ઉપજાવે;
હૈયામાં જે વાત, હોયતે હોઠે આવે;
અહાર તેવો હોટકાર છે. વ્યાસ વદછે વારતા;
જેને પ્રેમ જેહ વાતનો, તેમ વ્હેમ તે ધારતા;



## ન્યાયાધીસ વીશે.

### છપ્પા ૧૨૮

મરોને અમલદાર, પક્ષ પાદાજે કરતા;
કરે નહિં સુભ ન્યાય; લેઈ લાંચો ઘર ભરતા;
ગ્રહસ્તોને દે માન્ય, ગરીબને ગરદન ઘાલે;
ઉલટ સુલટ ઇનસાફ, કરીને કુડો ચાલે,
રંડી બાજ ન્યાયધીશજે, તેપર પ્રેમ ન આંણવો;
કેહે વલ્લભ પક્ષજ કરે, તે બહુ જળીયો જાંણવો,

---

### છપ્પા ૧૨૯

બે જણને વીરોધ, કાંઇ કારજનો ચાલે:
તેમાંકો ત્રાહીત, ચીત ડાપણથી ઘાલે;
એક તરફની વાત, સુણી સત્ય માની બેસે;
કરવા તેની પક્ષ, આપ કુમખમાં પેસે;
બીજા ઉપર બહુ બરબડે, ભુંડુ મુખ ભણતો ફરે;
કેહે વલ્લભ લંધુરને, કામ ઘણું ગાલજ ભરે.

---

### છપ્પો ૧૩૦

જોઇ બેના વિચાર; સાર સોધીને કાડે;
કોણ સાચને જુઠ, ઉર ઉરમી ઉડાડે;
પછી તાણે પક્ષ, લક્ષ વસા તે ડાહયો;
સાણાનો સરદાર, લડતનો પરખે પાયો.
ખરી ખુંચ ખોળે તે ખરો, સ્વાલ કરે સુ પક્ષનો;
વલ્લભ કેહેછે જાંણવો, તે નર બત્રીસ લક્ષણો.

---

## કામી જન વીશે

### છપ્પો ૧૩૧

કામી નર કે નાર, જાર બુધીમાં ઝીણાં;
નેત્ર છતાં તે અંધ, કરમ સુજે બહુ હીંણાં;
નહીં લાજ મરયાદ, સ્વાદ સાચો કીડાનો;
રહે થઇને લબ્ધ, પાસ પ્રેમી પીડાનો;
રાત દીન જંખના જારની, અન ઉદક ભાવે નહીં;
વલ્લભ કેહેછે કામીને, નીંદ્રા પણ આવે નહીં.

---

### છપ્પો ૧૩૨

કામાતુર જન જેહ, તેહની જીભ્યા જુઠી,
કોડી ન રહે પાસ, ગર્થથી ખાલી મુઠી;
તસ્કરમાં પણ ત્યાર, દગામાં દાનત દોડે;
નીચ નીશામાં પુર, નઠારાં વાયક મ્હોડે
જારી જન સગુ સમજે નહીં, છાક ભરયું છટકેલછે;
કેહે વલ્લભ જગ જાણજો, કામી જન વટલેલછે.

---

# મન વીના મળવા વીશે.

## છપો ૧૩૩

માન્ય વિના પર ઘેર, કદી કાળે નવ જઈએ;
રહે ન રાખ્યો ઓજ, ભારથી હળવા થઈએ;
ક્રોડ પતીકો હોય, તોય સારુ નવ જોઈએ;
કરવા ચહિએ પ્રીત, આબરૂ તેમાં ખોઈએ
વણ માંન્યે મળે ગાદીયો, પણ તે ધુળ પરમાણવિ;
કેહે વલ્લભ ધુળ માન્યથી, મળતાં ગાદી જાણવી.

---

## છપો ૧૩૪

જે ઠામે નહિં ભાવ, લ્હાવ ત્યાં ક્યાંથી વાત;
હેત [illegible], [illegible] પડે નહીં પ્રીતે;
મળે નહીં જયાં માન્ય. ધ્યાંન ત્યાં ક્યાંથી લાગે;
લુટાય જ્યાં અનેક, છેક ત્યાં ભય સું ભાગે;
જેહ ઠાંમે ઉમંગ નહીં, ત્યાં વેગા કેમજ વળે;
કેહે વલ્લભ અન ના મળ્યું, તો ધન ત્યાં ક્યાંથી મળે;

---

# જીવોના દેહ વીશે

## છપો ૧૩૫

વઈદ કરે વૈદક, રોગ તે તનના ટાળે;
ચેપ ચોટતો હોય, તોય પણ તે જન ખાળે;
લાવે બુટી બુટ, વનસ્પતી ભાર હરાડે;
ઔશધીઓ અનેક, ચોપડી રોગ મટાડે;
ખઈ વઈદનું ઓસડ મળે, મળે બનેલા બ્હોતનું,
વલ્લભ કેહછે નવ મળે, સોધ્યું ઔશદ મ્હોતનું.

---

## છપ્પા ૧૩૬

કદી ન મુકે કાળ, રસા તાળે જઈ બેસે;
સન્દુક પેટી હોય, કોય ત્યાં છુપી પેસે;
ઘર બાંધે જગ માંય, વાસ પુરે જઈ વનમાં;
ઊદંબરૂ બકતર, કવચ કો પ્હેરે તનમાં,
લે સાહિતા તપશી તણી, ચતુરાઇ નહિં ચુકતો;
પણ વલ્લભ કેહે કાળતે, કોઇને નથી મુકતો;

---

## છપ્પા ૧૩૭

સગાં માતકે તાત, ભ્રાત ભગની ને નારી;
મામા કાકા કંથ, છોકરાં સૌ સંસારી;
ગાય બળદ કે ભેંસ, અજાકે પોપટ પાળે;
કાંતો તેલ લ્હેણ, કાંય તો દેવું વાળે;
જેહ જેને સંસકાર છે, તે તે ભેગું થાય છે;
લેહેણ દેણ વલ્લભ કેહે, પુરણ થયે સૌ જાય છે.

---

# પાપીની પ્રીત વીશે.

## છપ્પા ૧૩૮

પાપી બાંધે પ્રીત, આસ રાખીને જરની;
પાપી બાંધે પ્રીત, પ્રેમદા જોવા ઘરની;
પાપી બાંધે પ્રીત, ઉહુનર લેવા માટે;
પાપી બાંધે પ્રીત, તેડવા વાંકી વાટે;
પાપી બાંધે પ્રીતડી, કાંઇ મત્લબને કારણે;
કેહે વલ્લભ જે સ્વારથી, તે ન ચડાવો બારણે.

---

### છપ્પો ૧૩૯

કરે પ્રાંણુની પ્રીત, રીત એતો રૂડાની;
સ્વારથની મીત્રાઈ, કરે જાતજ ભુંડાની;
દોસ્તી દીલની હોય, કોય દીવસ નવ છુટે;
આશાની અસનાઈ, પ્રેમતે પલકે ખુટે;
કરે ભાઇબંધી ભીડની, દામ નારને અન વીના;
સદાયે સરસ તે ચાલતે, વલ્લભ મુખ બોલે બિના.

---

### છપ્પો ૧૪૦

સોમાણ બાંધો સ્નેહ, નેહ વીમાનો જાંણો
નીકટ નાવે કોય, વપત વેળાએ સાંણો
રાજવંત જો હોય, લક્ષમી લેવા બેલી;
જાર કરમને માટ, ભડે દોસ્તી બાંધેલી;
રાવણ જેવાને જરજયો, બેહાલે મુઓમથી;
મત મુકજો સહુ સ્નેહનો, છે પણ સત્યચારી નથી.

---

## વ્યશન વીશે.

### છપ્પો ૧૪૧

વ્યશનને વસ જેહ, તેહનો સંગ ન કરીયે;
જાતાં બ્હાર બજાર, સાથથી લાજી મરિયે;
બોલે વ્યસની વેણ, કેણ સાચુ નવ કહીએ;
આપે કોલ કરાર, તોહયે વિશ્વાસ ન રહિએ;
હોય ભુપત કે શેઠીયો, વળગ્યુ વ્યસન જે જાતને;
વલ્લભ કેહે વ્યસની થયો, તે નગણે જિન માતને.

## છપે। ૧૪૨

જે નર નોસા ખોર, ચોર તે જરૂર જાંણો;
ભંગી પીયે ભાંગ, તેહને ઘર ન આંણો;
અફિણ હરામી ખાય, પીયે ગાંજો ગંજેરી;
મુંઢ કરે મધ્યપાંન, બને વટલીને વ્હેરી,
તાડી સંગ તુછ જાતને, ગેગટ થઇ ફરતો ફરે
કેહે વલ્લભ વ્યસની થયો, તેનુ ચિત ચોરી કરે.

---

## છપે। ૧૪૩

કરીએ કર્મ જેહ, તેહ પડદામાં સારૂ.
સુભ અથવા અસુભ, ખુબ ન્યારૂ કે પ્યારૂ.
મીઠાસ કે કડવાસ, ભજનકે ચોરી ચાડી.
પાપ જારકે પુન્ય, વાત સીધી કે આડી.
સગળુ તે પડદે સોભતું, ખુલ્લિ ચીજ બે સાખની.
કેહે વલ્લભ સૌ માનજો, બાંધી મુઠી લાખની.

---

## છપે। ૧૪૪

સાખે સઘળુ સુખ, દુઃખ પણ સાખે નાસે.
સાખે સુભ વ્હેવાર, સાખથી તર્કટી ત્રાસે.
સાખે રે' ભય ભાર, સાખથી માન્ય મળે છે.
સાખે સૌ વ્હેપાર, સાખથી દામ રળેછે.
સાખ તે સહુથી શ્રેષ્ટતા, ઇજ્જતનું એ આભ છે.
કેહે વલ્લભ સૌ સાંભળો, સાખ લાખનો લાભ છે;

---

## છપ્પો ૧૪૫

શાખ ટળિ મળે લાખ, લાખ તે રાખજ જાંણો.
શાખ ગયે સૌ જાય, મળેના અનનો દાંણો;
શાખ ગયે વ્હેવાર, જરા જગમાં નવ ચાલે;
શાખ વગરનો જન, કોઈ ઘરમાં નવ ઘાલે?
શાખ ટળી તે જગથી ટળ્યો, શાખ મનુશનું મુળ છે;
વલ્લભ કેહે છે સાંભળો, શાખ ગયે સૌ ધુળ છે.

## છપ્પો ૧૪૬

નાગુ નાચે નાચ, આપ પાતાળે પેશી;
ખોટું ખાણું ખાય, ચાહ્ય તો પંડે બેસી;
ચોરી કરિને ચોર, વસે સહુકારી વાશી;
ખુંની જન કરિ ખુંન, થાય શતો ભુપ પાસે.
છીનાળી કરિ છીનાળવા, કરમાં માળા સાહ્ય છે;
વલ્લભ કહે રહે ચુંપ નહી, વા વાર્તા લૈ જાય છે.

## છપ્પો ૧૪૭

એક કરે કુડ કામ, ઠામ તે શહુનો ટાળે;
હોય કરમ ચંડાળ, બીજ બહુ જનનું બાળે;
કપટ કરે હંમેસ, દેશની ઇજ્જત ખુએ.
કરે આપનું કાર્ય, જસ્સ પાછળ નવ જુએ;
મતલબ આપની સાધીને, પાપી જન પંથે પળે;
કેહે વલ્લભ તે જીવને, રળતાં રોટી નવ મળે;

## છપ્પો ૧૪૮

જે શીખેલા પાઘ, માન્ય તેતો બહુ ખાચે;
જે શીખેલા રાગ, તેહ ગાણુ નવ ગાચે;
જેને વંચક હોય; કહેથી તે નવ વાંચે;
જે શીખેલા નાચ, નચાવે તે નવ નાચે;
આ સરવે અહંકારીને, માન્ય કદિ ના દીજીએ;
કેહે વલ્લભ મોંઘા તણી, પળશી પળના કીજીએ,

---

## છપ્પો ૧૪૯

ગરજીને નહિં ગત્ય, મત્ય હાંકે પોતાની;
જાંણે ન પરની પિડ, અંન્ય હસતા રોતાની;
મતલબ સાધે આપ, બાપ ગર્ધવને બોલે;
બને આંધળો ભીંત, બકે બહુ બુચટ તોલે;
ગરીબ પણુ દખડાવતો, એજ સુદ્ધ સુમારછે;
કેહે વલ્લભ સહુ જાંણજો, ગરજી જન ગુમારછે.

---

## છપ્પો ૧૫૦

મળતુ વેવીશાળ, ભાગતા તે જન પાપી;
પોતે સારૂ ચ્હાય, સુધરે નહી કદાપી;
ફરી રંકનુ ભંગ, આપ ઘરમાં લે તાંણી;
તે કંન્યા રંડાય, થાય અંતે ધુળ ધાણી;
પર વેવીશાળ ભાગીને, મુંઢ મન ખુશી થાયછે;
વલ્લભ કેહેછે છેવટે, મુળ સમુળ જાયછે.

---

### છપ્પો ૧૫૧

કોઈ કરે સુલભ કામ, કરતાં બગડી જાએ;
પછી ધરે બહુ શોક, શોક ધરવે શું થાએ;
બીજા મુરખ લોક, જાય દેવાને ઠપકા;
શીદ કર્યું આ કામ, નકાંમા નાંખે લપકા;
હીમત સહોદરે આપવી, લોચન હાંસું લુછવું;
વલ્લભ કહે પાંણી પીને, પાછળ ઘરશું પુછવું.



## રૂપ જોબન વીશે.

### છપ્પો ૧૫૨

જેને જાદ રૂપ, તેહને આળ ચડેછે;
નતી કરે નીંદયાય, પાપિ જન પુંઠ પડેછે;
કરે આંગળી લોક, શોક ઉપજાવે ઝાઝો;
ઈજ્જત હલકી થાય, તોડાવે દુસ્ટ મલાઝો;
વગર કુડે કાંકરા પડે, દુખી રૂપાળુ જનછે;
વલ્લભ કહે બહુ રૂપને, માંથેતો લાંછનછે.

---

### છપ્પો ૧૫૩

હોય જોબનનો મદ, હૃદય વાળે વળી ઉંધો;
સોમણ દીજે શીખ, તથાપી થાય ન સુધો;
બહુ બળને અહંકાર, જાર વિકાર ભરેલો;
કટુ વેંણ કુ ચાલ, ક્રોધ હરનીશ ઠરેલો;
આંખડી પાંખડી ખીલતી, જોબન ચડતા લોહીનું;
કહે વલ્લભ જવાનીયો, કહ્યું ન માને કોઈનું,



# સમો વર્તવા વીશે.

### છપા ૧૫૪

સમો ભણે જન જેહ, તેહ જગમાં જસ પામે;
પડે કદાપી કાળ, દુખતો પણ તે વામે;
હુપદ ધરીને રીત, રાખતાં વીત ખુએછે;
સમો સરવથી શ્રેષ્ટ; વિસ્વ તેને જુએછે.
સમો વર્તતે સુખ ભોગવે, દુનીયાનો એ નેકછે;
સંસાર સુખ સમા થકી. વ્યાસ વદ રધ્ય ટેકછે.

---

# સ્વભાવ વીશે.

### છપો ૧૫૫

જેને જીભનો સ્વાદ, ખાદ તેને બહુ આવે;
ખુએ ઘરને ગામ, ગળાથી ગયે ગુમાવે;
કોડી ન રહે પાસ, પછી તે શીખે ચોરી,
છેતર વટલી જાય, ચ્હાય છોરો કે છોરી;
જેહને ચટાકો જીભનો, તે લક્ષણ નહિં ઠીકનું;
કેહે વલ્લભ ખાય ખુશથી, લેઇને અનામીકનું.

---

### છપો ૧૫૬

મધુપાન પીનાર, દુધ આપો લે એને;
સ્વાદિક અપરમપાર, પણ રૂચે નહિ તેને;
માંક્ષ આરી ને અન, આપવે ઉર ન લાવે;
અન આરીને જન જેહ, તેહને અન્ય ન ભાવે;
ખળને મ્હેનત રૂચે નહીં, ફોગટ ખાવા ચાહ્યછે;
વલ્લભ કહે માંણ પ્રક્રતી, પંડ પડે તે જાયછે.

---

# પરચુરણ વીષયો.

## છપો ૧૫૭

ઉચને વ્હાલો ધર્મ, નીચને વ્હાલી નીંદયા;
સુરાને રણ યુધ, ગ્નાનને વ્હાલી વીદ્યા;
આદીતને જુહાર, શીવજીને જળ ધારા;
હરિને પરઉપકાર, ભક્તને ભક્તો સારા;
વસ્તારીને વસ્તી ગમે, સુંભ સોભા દેખાડવા;
વલ્લભ કહેછે વીપ્રને, વ્હાલા લાગે લાડવા.

---

## છપો ૧૫૮

જારી જનને જાર, ચોરને વ્હાલી ચોરી;
કંન્યા દ્રવ્ય ખાનાર, તેહને ગમતી છોરી;
જુગારીને દ્વુત, રમ્યાથી લાગે રૂડું;
વ્યસની જનને કેફ, ઠીક ભુંડાને ભુંડું;
શાને શાહુકારી ગમે, પ્રીય સુંભને સુંમતછે;
કેહે વલ્લભ જગ જાણજો, સતિને વ્હાલુ સતછે.

---

## છપો ૧૫૯

મળે ગરીબને ગર્થ, કુડામી બેસે ઠામે
ન્હોકરી લાવે નીચ, કુઆરો કંન્યા પામે;
વંજા પામે સુત, બુધ્ધ વણ હુન્નર શીખે;
અભણ ભણે વીધ્યાય, પ્રેમથી પુસ્તક પીખે;
સાક પીરસનાર નાતમાં, કો કાર્ભારી થાયછે;
કેહે વલ્લભ આ સર્વના, ચક્ષ ઓચિંએ જાયછે.

---

## છપ્પો ૧૬૦

કોને ધન હુંકાર, કોયને રૂપ તણોછે;
કો જનને વીદ્યાચ, કોયને જથ્થે ઘણોછે;
કોય આબરૂવાન, કોયને બળ જોધ્ધાનો;
કોને હુન્નર હાથ, કોય હુકમ હોધ્ધાનો।
કોઇ જનને નામના તણો, કોને હુંકાર કુળનો;
પણ વ્યાસ કહેજે રાખસે, તે જીવ છેવટ ધુળનો.

---

## છપ્પો ૧૬૧

ઘટે દળદરથિ દામ, બોજ બોલ્યાથી ઘટેછે;
બિહુંનુ વદ વહેવાર, માન્ય મસ્કરિયે મટેછે;
અતિ પ્હેરે પતિયાર, આળસથિ ઉદ્યમ નાસે;
નીંધાથિ પરીવાર, ઘટે છે ચારે પાસે;
આથડ્યાથી ઘટે આબરૂ, ઊંઘથી ઉદ્યમ જાય છે,
કેહે વલ્લભ ધ્યાન રાખજો, ચેતવણીનો ન્યાયછે.

---

## છપ્પો ૧૬૨

માગવું વીપ્ર લોક, સોક મુકીને મનનો;
માગવું સાધુ સંત, તાપ ટાળીને તનનો;
માગવું વૈદ વકિલ, વાળંદ માગી લેવું;
માગવું જોસ ફકિર. જરા શરમાવું કેવું;
આ લોક સરમાય માગતાં, ચુલે ચડે ન તાવડી;
કેહે વલ્લભ માગ્યા વીના, નથી પિરસતી માવડી;

---

## છપ્પા ૧૬૩

નીચ સંગથી નીચ, ઊંચથી ઊંચ જાણિયે;
સ્હાને સંગે સાહ, ચોરથી ચોર ગણિયે;
સપુત સંગ સપુત, સાંણે સાંણા સર્જીયે;
કપુત સંગ કપુત, ઘેલે ઘેલા પર્જીએ;
તાડી વ્યાસ કહે પીજીએ, ગાય તળે દુધજ લહે;
તાડ તળે દુધ પીજીએ, તોપણ સૌ તાડી કહે.

---

## છપ્પા ૧૬૪

સર્પ સુંદરી ચોર, વાઘ વેશ્યાને વ્હેરી;
વાળંદને વાંનર, જુઠને જાણસો ઝેરી;
વીંછી વ્યસની રાય, સ્વાન સુઅરને છોરૂં;
કપટીને કાટેલ, તામશી મુંડેલ ઢોરૂં;
ઉંડાં જળને અગની થકી, બાંધવો ન કુ બીજીએ;
કેહે વલ્લભ આ સર્વનો, કો વિસ્વાસ ન કીજીએ.

---

## છપ્પા ૧૬૫

નીર વીના સરીત, સુત વીનાની નારી;
જોબન વીના અંગ, રંગ રૂપ વીના ભારી;
રતુ વીનાનું ફળ, બળ ફળ હીણ જે જાદે;
જીભ વીનાનો સ્વાદ, કહો શો લાગે ખાધે;
દાતા વીનાના યાચકો, ચંદ્ર વિનાની ઝામની;
કેહે વલ્લભ સોભે નહી, કંથ વગરની કામની.

## છપ્પા ૧૬૬

પરધનને પરનાર, પર સીખને પર સુદ્ધી;
પરરૂપ પર વ્હેવાર, પર પરીબળ પરબુદ્ધી;
પર ઇજ્જત પરનામ, પર સુખને પર સોભા;
પરગુણ પર વીદ્યાય, પર દુખને પર ઓભા;
પર હોદ્દા ને પર દીકરા, આપે લેવા ધારતા;
કહે વલ્લભ કાંઈ ના વળે, ફોગટ ફાંફાં મારતાં.

## છપ્પા ૧૬૭

નમે ન નીચી જાત, નમે ન કુળ હીણ નારી;
નમે ન માણસ મુંઢ, નમે નકો અહંકારી;
નમે ન ઉંચુ ઉંટ, નમેન પાત્રજ ઓછું;
નમે ન ગર્ધવ બુધ, નમે ન છોકરૂ છોછું;
તરૂ એ રંડાનુ ન નમે, ફાવે તેમ મરો મથી;
ઉંચો વલ્લભ કહે તાડછે, તો તે નિચ નમતો નથી.

## છપ્પા ૧૬૮

ટળો અનરથી રાજ, ટળોને નબળી નારી;
ટળોને અટકણ અસ્વ, ટળો નર વિભીચારી;
ટળો ગુરૂનો સીષ્ય, નામ દે લાંચ્છન દેતો;
ટળજો પુત કપુત, પાછળે અવજસ લેતો;
ટળો ગળીચો સુત ગાયનો, કપટિ મિત્ર પણ ટાળીએ;
કહે વલ્લભ આ સહુ મુએ, જીવ જરા નવ બાળીએ.

## છપ્પો ૧૬૯

જુઠાનું છે પાપ, જુઠ કેવાને કેહેવું;
જેથી જો નુકસાન, જુઠ તેવાને લેહેવું;
કોનર જાતો હોય, કહે હું જાઉ બજારે;
પંથે પળતાં કોય, બોલાવેથી વહે ત્યારે;
કેહે જોનારો જુઠડો, બજાર કહી આડો ગયો;
તેને જુઠો નવ જાણવો, વ્યાસે સત્ય સાચો કહ્યો.

---

## છપ્પો ૧૭૦

સાંભળ જીવડા સીખ, બીક કરજે તું આઘી;
શુભ કરતાં નીધ્યાય, કરે દુનીયાં નીરભાગી;
સ્હાય થાય જગ માર, જાય ઇજ્જત બાપુકી;
પણ સત્ય સારૂ ટેક, કદી નવ દેવો મુકી;
દ દુરીજન બહુ દુખડું, પણ સામળીયો સ્હાયછે;
સારૂ કરતાં વલ્લભ વદ, શત્રુ થકી શું થાયછે.

---

## છપ્પો ૧૭૧

સત્ય કાજ સતી સુત, ગયા પાંડવ વનવાસે;
સત્ય કાજ નળ રાય, વહયો વન વામા પાસે;
સત્ય કાજ હરીચંદ્ર, મસાણી થૈને બેઠો;
સત્ય કાજ બળી રાય, આપ પાતાળે પેઠો;
મોરૂધ્વજે સુભ સત્યથી, કરવત દેહ કપાવીયા;
સગાળસા સુત ખાંડીયા, પણ સત્ય જય વરતાવીયા.

---

### છપો ૧૭૨

ટેક કાજ કંશ રાય, હરીને કબુલ ન કીધા;
ટેક કાજ અભીમાન, સપ્ત કોઠા શીર લીધા;
ટેક કાજ જરાશન, કેદથી રાયન છોડ્યા;
ટેક કાજ ગાંગેવ, ગુરૂને કર ના જોડ્યા;
ટેક કાજ દુરીયોધને, નાપી પાંડવને મહી,
વ્યાસ કે ટેકથી રાવણે, સીતાજી આપ્યા નહી.

## સમસ્યાના છપા.

### છપો ૧૭૩

ચાર નારછે જોડ, તેમનો એકજ સ્વાંમી.
દખાય વાંમન રૂપ, રહે નારોને નાંમી;
છએ આસન નાર, નાથ થઈ નીચે બેસે;
જમે જાણીઓ ચાર, જઇ વર વચમાં પેસે;
કંથ વીના જમે કામની, તો અડધી ભુખી રહે;
પુછે વલભ સહુ સાથને, આ ઉત્તર કીયો કહે.

ઉત્તર.

જમણા હાથની ચાર આંગળીઓ અને પાંચમો અંગુઠો.

### છપો ૧૭૪

ચાર નારનો સાથ, નાથ તેને એક રૂડો;
દુખમાં વ્હાલો હેમ, સુખમાં ભારે ભુંડો;
નીચ કૃત કરી નાર, બાર બગડીને આવે;
નકટો તેનો નાથ, ગંદકી ધોવા જાવે;
નર નારોને લડાઇછે, અન જમે કો દીન નહીં;
પુછે વલ્લભ સહુ સાથને, આ ઉત્તર કોણ દ કહિ.

ઉત્તર.

ડાબા હાથની આંગળીઓને અંગુઠો.

## છપ્પો ૧૭૫

નારીપર નર એક, ચડાવીને રગદોળે,
આંગળી ઘાલી લોક, ચાંમડી એની ચોળે;
મસળે સૌ બે હાથ, પછિથી મારે તમાચા;
મુખથી ચુસે તેહ, જેરવે નહિ નર કાચા,
પાકા પુરૂષને તે પચે, રસકસ ચુશી લે સહુ;
કેહે સમશા વલ્લભ તણી, ચાતુર નર તેને કહુ,

ઊત્તર.

તમાકુ ઉપર ચુનો, મસળનાર ખાનાર માણસ.

## છપ્પો ૧૭૬

સોળ સસ્ત્ર સત આઠ, કામની ક્રષ્ણે આણી;
એકસો અષ્ટે નાર, થઈ હરીની પટરાણી;
વ્હાલી પ્રભુની જેહ, તેહ લોકોએ ઝાલી;
મચડી મસળી છેક, લઈ અંધારે ઘાલી;
વારા ફરતી સૌ ભોગવી, નરમ થએ આવી દયા;
હરિની વલ્લભ ગ્રહિ કામની, તેથી પ્રભુ રાજી થયા.

ઊત્તર.
ફેરવવાની માળા.

## છપ્પો ૧૭૭

વંઢળ જાતી એક, તેહપર બે નર ચડતા;
બે નર ઉપર નાર, નારપર બહુ નર પડતા;
તે સૌ સંકેલાય, એટલે નામજ નારી;
મનુસ માત્રો ચ્હાય, થાય તેનાથી યારી;
લ્હેરી લાલ એ નારીને, તજે નહીં ભરશોકમાં,
વલ્લભ તણી સમશા કોહો, પુછુ લાલા લોકમાં;

ઊત્તર દોહરો.

પાંન અને કાથો ચુનો, સોપારી સુભ જાંણ;
એળચિ કણ બીડી કરી, પ્રીત વધે પરમાંણ.

## છપો ૧૭૮

ત્રૈણ જણાની જોડ, ખોડ બબેછે મ્હોટી;
બોલેછે તે અંધ, ન સુણે સારી ખોટી;
સુણનારો જે જન, નવ્ય બોલે નવ દખે,
દખતો અણવાચક, બહુ ખરો અણ લેખે;
આ ત્રણ જણ રહે સંપીન, તો મન ગમતુ થાયછે;
એક એકવણ ચાલે નહીં, વલ્લભની સમશાયછે,

ઊત્તર.

## છપો ૧૭૯

બોલનારૂ છે મુખ, દખતું નથી કદાપી;
સુણે નહી લગાર, ખોડ બે એને આપી;
સાંભળનારો કાન, એહથી નવ જંખાયે;
એને પણ બેખોડ, નહી ભાશણ ભંખાયે;
આંખ સરવે ચીજ દખતી, પણ બોલી જાંણે નહી,
સુણી સખે નહી વારતા, વલ્લભે તે સમસ્યા કહી.

## છપો ૧૮૦

બે નારો છે શ્વેત, જોઇ છે જુગતે ભાળી;
નીર્ખે ન આપ શરીર, ખાંપણ્યો લાગી કાળી;
રાતે લાગે સરમ, માટ પડદામાં પેસે;
દિવશે મુકે લાજ, બ્હાર હુઘાડી બેસે;
જાદુગરી તે નારીઓ, જગ વસ કરવું જાણતી;
કહે વલ્લભ સમસ્યા કહો, સૌને વ્હાલી પ્રાણથી.

ઊત્તર.

બે આંખ્યો એજ ઊત્તર છે.

## છપ્પો ૧૮૧

એક અબળા રસાળ, આપવડી ગાય ગાંણું;
સ્વાદીક સૌથી સર્સ, ખાય ખુશીનું ખાંણું;
તેને નર બતરીશ, ઘેર ઘાલીને ઉભા;
ઉપર નર બે શ્રેષ્ટ, ચોકિ કરનારા સુબા;
તેમાં એક બડ મુછિયો, બીજો મુંછવાળો સહી;
કહે વલ્લભ સમસ્યા કહો, ચાતુર નર સભા મહી.

ઉત્તર.

જીભ ૧ દાંત ૩૨ હોઠ ૨ સહીત એજ ઉત્તર.

## છપ્પો ૧૮૨

એક નર ઉત્તમ નામ; વસે છે વાસો વનમાં;
વેઠે વા વરસાદ, ટાઢ તડકો સ્હે તનમાં;
નારી વણ વસ્તાર, જણીને મરતો ભારે;
શત્રૂ થાય સંસાર, ઈંટ લાકડીયો મારે;
તે નર જણે બધી દીકરી, લોક હરાણુ કરી જાય છે;
કહે વલ્લભ તે પુત્રીને, સૌ જગ કરડી ખાયછે;

ઉત્તર.

આંબાનું ઝાડ એજ ઉત્તર છે.

## છપ્પો ૧૮૩

છાક છકેલું છેક, જનાવર એકજ જોયું;
કીધુ સૌને સુખ, દુઃખ દુનીયાંનુ ખોયું;
જીવ વિનાનું જોર, કરી મતવાલુ મ્હાલે;
દીન એકમાં દાટ, થકી સત ગાઉ ચાલે;
માહો મ્હોટું મુખ એકછે, ભગભગ ભારે ભાંખતું;
મુતરે બેઉ ઈંદ્રી થકી, ચીસ કારમી નાંખતું.

### છપ્પો ૧૮૪

ખટ ચરણોછે ગોળ, સહુ સાથે ડગ ભરતા;
અંગે અગન અપાર, અંતી અંગારા ઝરતા;
ઉકળે અંગે નીર, નસો કોટીધા જેમાં;
અવળ પગે પણ જાય, પુંઠ ફરે નહીં તેમાં
પાણી પીયેછે તે ઘણું, કાસ્ટ પહાડો ખાયછે,
એ બાહુ બાંહ્યોની મહી, ઝટ આવે ઝટ જાયછે.

**ઊ-તર**—આગ ગાડીનું ઈંજીન.

દોહરો.

વાળ વના દસ વાળછે, તેતો કીયા વાળ;
સાંણા સર્વે સોધીને, ઉત્તર દયો આ કાળ.

### ઊ-તર છપ્પો ૧૮૫

રાયકવાળ રવાળ, પોડવાળ જાતિ જાંણો;
ગયાવાળ ગુણવાન, ઉને વાળ નહી અજાંણો;
પલ્લીવાળ પુન્યવંત, ખેડાવાળજ ખેલાડું;
રોઢવાળને રંગ, કદી નવ બોલે આડું;
દીસાવાળ દીન પાળછે, છે ગોમતિવાળજ ઘણા;
તે દસવાળ વલ્લભે કહ્યા, ભાગ્યા સંદ સૌ તણા;

દોહરો.

પાંચ ચણ્યો પાચ્યે હણો, પાંચ્યે જાણો અંદર;
નર નારો નાત્યો ઘણી, દખવી દયો પંદર.

### ઊ-તર છપ્પો ૧૮૬

ગહાંચણને મોચણ. કમાચણ જાતી જાંણો
બાવચણ અવદીચણ, ચણો પાંચે ઉર આંણો;
બોરદણને લોદણ, ખરાદણ દણમાં આવી;
તપોદણને વાદણ. દણો એ પાંચ બતાવી;
ભાડ ભુંજાણ દરજાણ જુઓ, બાજાણ બોજાણ છે સહી,
ઘાંયજાણ સહીતજ પંદરે, વલ્લભે તે જાતો કહી.

---

### દોહરો.

પાંચ તણો ને ખટલણો, ત્રણ બણો છે જેહ;
ચાર જાતો જોઇને, ભાગો કો સંદેહ.

### ઊ-તર છપો ૧૮૭

રાવતાણ ને ભીસ્તાણ, જુઓ રજપુતાણ રૂડી;
કાયતાણ કીસબાતાણ, છેવટછે સૌથી ભુંડી;
મુગલાણને ભિલાણ, પોમલાણ ગોલાણ ગણજો;
કલાલાણ ભાઠેલાણ, બ્રામણી છેવટ ભણજો;
બાણમાં કણબાણ મુખ્યતા, બીજી જાત ચોબાણછે;
સૌ ભેદ વ્યાસે ભાગીયા, ત્રીજી બાણ ધોબાણછે;

### દોહરો

બેઉ સણોને બે ઠણો, ત્રૈણ વણોછે સાર;
વ્યાસ વદ ઉત્તર કહો, કરીને મન વીચાર.

### ઊ-તર છપો ૧૮૮

પારસાણને ગોસાણ; સણો તે બેઉ સમજજો;
મરેઠાણ બારોઠાણ, ઠણોનો સંદેહ તજજો;
વાણમાં ગણો લેવાણ, કડવાણ તેની જોડે;
ત્રીજી વાણ સાગવાણ, જુઓ સૌ સાચી હોડે;
બેસણોને વળી બેઠણો, ત્રૈણ વણોની વાતછે;
વ્યાસ કહે શુભ સોધીને, શણઠાણ વાણની જાતછે.

### છપો ૧૮૯

અષ્ટ સ્વાદ જગમાય, સ્વાદ નવમો કોકાડો;
જીભ્યાયે લે સ્વાદ, વાદ પછિ કરવા માંડો;
ખાતાં ઊપજે હર્સ, પ્રથમ ગળ્યો સુભ સારો;
અતી આનંદ થાય, ખાય ખાટો ને ખારો;
કડુવો તીખો ને તુરો, મીઠો ને મોળો વળી;
કહે વલ્લભ સ્વાદ નીકળે, બે ચાર ચિજ ભેગિ મળી.

# નામના અવગુણ વીશે.

## છપ્પા ૧૯૦

ધર્યું રવીદત નામ, હોય રાત્રી તુલ્ય કાંતી;
સાંતી દાને ક્રોધ, નામ શાનું તે સાંતી;
કુંમેર ધરિયું નામ, નહીં ભંડારે કોડી;
ભીખારીદા નામ, દામ દીધેલા જોડી,
નામ ગીરધારી પાડીયું, ઢેપુ પણ ધરી ન શકે;
કહે વલ્લભ નામ બોબડો, સહુથી સવાયું બકે.

---

## છપ્પા ૧૯૧

મગન ધરાવ્યું નામ, ફરેતે સદા ઉદાસી;
ધર્યું ધરમદાનામ, ઘણા ને દે ફંદ ફાંસી;
નામ ધરે અંટોળ, હોય બહુ ઉદ્યમવાળો;
ધરે ધોળિદા નામ, નરો કાજળથી કાળો;
ઘણા દયાળદાસ નામના, કસે તણાં કરમો કરે;
વ્યાસ વદ હીરા નામના, રોડા તુલ્ય રખડી મરે.

................

## છપ્પા ૧૯૨

કપટી હોય અપાર, ધરાવે નામજ ભોળો,
કુલડી આપી એક, લિ આવે મોટો ગોળો;
ડુગરદા ધરે નામ, હોય તરણાને તોલે;
જુઠાસા હોય નામ, સદા તે સાચુ બોલે;
ગરીબદાસ નામજ ધર્યું, ગ્રસ્ત આપ હોયે ઘણો;
કહે વલ્લભ દેવ દત્તમાં, ગુણ હોયે દૈતો તણો.

---

## છપ્પા ૧૯૩

ગાંડા ભૈધરિ નામ, પોતાની પાળે રાંડો;
આપ ઉછેરે બાગ, ત્યાહારે સાંનો ગાંડો;
ડાહ્યા ભૈ ધરિ નામ, ઇંટ લૈ સહુને ધાયો;
ફરે નગ્ન બે ભાન, તાહ્યરે સાંનો ડાહ્યો;
વ્હાલાભાઈ નામજ ધર્યું, કડવો તે સંસારને;
નામ પ્રમાણે ગુણ ના મળે, ધીક નામ ધરનારને.

---

## છપ્પા ૧૯૪

હોય ધનબાઈ નામ, મરે તે ચરખો કાતી;
નામજ ગંગા બાઈ, દસે દાડે નહી નાતી;
ધરે લક્ષમી નામ, ભીખ માગીને ખાતી;
નામ હોય કસ્તુર, નરી ગંદી ગંધાતી;
કંકુબાઇ નામજ ધર્યું, કાજળથી કાળી ઘણી;
વલ્લભ કે રૂપમાં નહી, ત્યારે નામ સાંનુ મણી.

---

## છપ્પા ૧૯૫

રૂપાળી બૈ નામ, હોય અંગે બહુ ખોડો;
ધુળી ધરિયું નામ, ઉપજે દામ કરોડો;
નામ હોય સંતોક, દ્રવ્ય સાંચે જૈ ચોરી;
હોય દિવાળી નામ, બળે હૈયામાં હોળી;
નામ હરખાબૈ પાડીયું, નિત છાતી સિસ કુટતી;
નામ ચંચળ વલ્લભ કેહે, દાઢ પ્હોર દાડે ઉઠતી.

---

### છપ્પા ૧૯૬

નામ હોય સરસતી, પતી તે કરે હજારો;
અમરત પાડ્યું નામ, મુખમાં બોલ નઠારો;
ન્હાંની ધરિયું નામ, કેમ ઘડપણમાં નાંની;
મોધી એ ઘેર ઘેર, ભમે તે મોઘી સાની
બહુ જન નામ પાડે ભલી, ભુંડી આખા ગામમાં;
વ્યાસ વલ્લભ કહે ગુંણ વિના, આગ મુકો એ નામમાં.

---

### છપ્પા ૧૯૭

ચંદા ગવરી હોય, અમાંસીક ચંદા જેવિ;
ભુરી પાડ્યું નામ, કોઢ નિકળ્યા હોય તેવિ;
કાસિ નામની નાર, છોસ કાંઈ નવ પાળે;
સોના બાઇ નામ, ઘેર ધાતુ નવ ભાળે;
વલ્લભ કહે નામ વીજળી રાત્રે ઝુંતડીમાં ભળે;
પરસન ના દરસન થકી, ખાવા પીવા નવ મળે.

---

## વચન ભસ્ટ વિશે

### છપ્પા ૧૯૮

વચન ભ્રસ્ટ જન જેહ, તેહ પશુઓથી ભુંડો;
કરવો નહી વિસ્વાસ, ચ્હાય રૂડો કે કુડો;
હાડ માંસ કે ચામ, પશુ પક્ષીનું સારૂં;
આવે વીસ્તને કામ, તેહથી મનુશ નઠારૂં;
પાળ્યું નહી મુખ ભાખીયું, કર ઠોકયો મીથ્યા ગયો;
કોલ કુતરાનો જાણવો, વ્યાસ વદે વીલો થયો.

## છપ્પો ૧૯૯

કળીયુગમાં વીસ્વાસ, કરોમાં કોઈ જનનો;
કરવો નહી વીસ્વાસ, પેટ પ્રસવેલા તનનો;
કરવો નહી વીસ્વાસ, પ્રેમદા પરણેલીનો;
કરવો નહી વીસ્વાસ, વ્હેવારે વરણેલિનો;
વિસ્વાસ નહી બંધવ તણો, પુનીનો કે પાપનો;
કેહે વલ્લભ કરશો નહી, વિસ્વાસ સગા બાપનો.

---

## છપ્પો ૨૦૦

વિસ્વાસ ઘાતી લોક, વધ્યાછે જગમાં ઝાઝા;
વિસ્વાસ ઘાતી સર્વ, હોય રૈયત કે રાજા;
વિસ્વાસ ઘાતી સર્વ, સવારથ સારૂ હાગશે.
વિસ્વાસ ઘાતી સર્વ, મુખથી મીઠુ ભાગશે;
વિસ્વાસ ઘાતી બહુ વીસ્વમાં, વેણ વીસ્વાસે આપશે;
કેહે વલ્લભ આ યુગમાં, વીસ્વાસે સીર કાપશે,

---

## છપ્પો ૨૦૧

વિસ્વાસ ઘાતી જેહ, તેહ જન પુરણ પાપી;
સિખ માનીને કામ, પાડવું નહી કદાપી;
વિસ્વાસ ઘાતી જીવ, રોમ રોમ નર્કજ પામે;
લક્ષ ચોરાસી દેહ, ધરેતે ઠામે ઠામે
વિસ્વાસ ઘાતી જે જીવડો, મનુશ છતાં અસુરછે;
વિસ્વાસ ઘાતીને વ્યાસજી, કે'છે પાપી પુરછે.

---

## છપો ૨૦૨

વણ વિસ્વાસે કામ, કશુ જગમાં નવ ચાલે;
વણ વિસ્વાસે કોય, કોઇને કાંય ન આલે;
વણ વિસ્વાસે નાર, પુત્રીપરની નવ લાવે;
વણ વિસ્વાસે એક, એકને ઘેર ન આવે;
વિસ્વાસ વણ સંસારમાં, કામ ન ચાલે કોઇને;
કરો વિસ્વાસ વલ્લભ કહે, પણ તે માણસ જોઇને.

---

## છપો ૨૦૩

વિસ્વાસે વહેપાર, કરેછે સરવે પ્રાણી;
પશુ પક્ષી કે નાર, લાવિએ વિસ્વાસ આણી;
વિસ્વાસે સુખ પ્રાપ્ત, થાયછે જ્ઞાન ગતીનુ;
વિસ્વાસે ઘરબાર, ચાલતુ નાર પતીનુ;
મળે વિસ્વાસથી શ્રીહરી, વિસ્વાસે દ પેટીઓ;
કેહે વલ્લભ વિસ્વાસથી, પરણે બેટાબેટીયો;

---

# દીનતા રાખવા વિશે

## છપો ૨૦૪

દે મુરખ જન ગાળ, આળ તેમાં શું બેસે;
તેનાં મુખની માંહ્ય, વદેલુ પાછુ પેસે;
રુડો તેનું ગંધાય, થાય ના કોને કાંઇ,
સદ્ગુણના સપુત, લાવવુ નહી મન માંઇ;
જેવું જે મુખથી વદે, તેવું તે દખાયછે;
વલ્લભ કેહેછે ગાળથી, કહો કયાં ગુમડું થાયછે.

---

### છપ્પો ૨૦૫

નમતાને સહુ વિશ્વ, કહેછે ગુણનો સારો;
નમતા જનને કોય, કહે નહી કદી નઠારો;
નમતાને નરનાર, નમેછે ખુશી સાથે;
નમતા જનને સુખ, કર્યુંછે જગના નાથે,
નમતો નથી જે જીવડો, લક્ષ ચોરાસી તે ભમ્યો;
વલ્લભ કહેછે વેદમા, નમ્યો તે હરીને ગમ્યો.



## કંજુસાઇ વિશે

### છપ્પો ૨૦૬

વીત વાવરે જેહ, તેહ નર સદાય સુખી;
આપ રળ્યું નવ ખાય, જાણવો તેને દુઃખી;
ભાળે પેટ પાપીષ્ટ, ઈસ્ટ તેને નવ આપે;
દામ માટ ગુલામ, બની જીવને સંતાપે;
કહે વલ્લભ પુજી છતાં, કસરવંત કસાઇછે;
વેહેવાર પક્ષે વાવરો, ત્રેવડ ત્રીજો ભાઇછે.

---

### છપ્પો ૨૦૭

જેની ગાંઠે ગર્થ, વ્યર્થ તે કંજુસ થાતો;
પણ ન મળે નીરાંત, પેટ ભરી નહી ખાતો;
આપો આપ હીસાબ, કરી કોડી નવ આપે;
વ્યાજ તણો વ્હેપાર, કરી પરને સંતાપે;
જાદ જે ધણીને ગર્યછે, તેમ છતાં નવ વાવર્યું,
કહે વલ્લભ તે શોઠીયે, પુત્ર તણું દેવું ભર્યું.

## છપ્પા ૨૦૮

ખરચે જે જન જેમ, તેમ તેને હર આપે;
થોડાને થોડુંક, ઘણાને ઘણાજ માપે;
મળે કીડીને કણ, મણ હાથીને મળેછે;
જેથિ જમ વવરાય, તેમ તે આપ રળેછે;
હરીને ઘેર હીસાબથી, કમ જયાદે સૌ નેકછે.
વરો વ્યાસ કહે જાણજો, સોમ દાતાનો એક છે.

---

# ધર્મધારા

## છપ્પા ૨૦૯

કર્તા ધરમનું કામ, કરે અટકાવજ ઝાઝો;
કુગની હુંપદ ચ્હાય, જાય તે જનનો માઝો;
ઉંચ કામમાં નીચ, વેણ કાઢીને રોકે;
છેવટ દુખી થાય, જાય તે જન જમ લોકે;
જે રામ નામના કામથી, ખાળેછે પરીવારને;
વલ્લભ કહેછે શાસ્ત્રથી, પાત્ર થશે જમ મારને.

---

## છપ્પા ૨૧૦

ધર્મશાળા ધરી નામ, કામ કોને નવ આવી;
કર્મશાળા તે ઠામ, આપને માટ બનાવી;
રાખે વિસઈ સંત, અંત તે લે પંથીનો;
થવા ન દે વીસરાંમ, કોઇ પણ જીવ જંતીનો;
સુધરે સ્વારથ સાધુ તણો, તો બીજાંના નાખતા;
ઠીક ધણીને વલ્લભ કહે, લંપટ જનને રાખતા.

---

## છપ્પો ૨૧૧

પુન્યવાન સુતાર, પુન્યદાને કુંમારો;
કડીયા માળી લોક, પુન્યમાં સૌ સુથારો;
બ્રામણો ભાવસાર, ખાતરી સોની સુરા;
ખમાર નાગર ભાટ, ઘાંચી પણ પુન્યે પુરાં;
કણબી કેડે કોટી રહ્યા, પટેલિયા જગ પાળછે;
કહે વલ્લભ આ સર્વમાં, વાણીક મુછનો વાળછે.

---

## છપ્પો ૨૧૨

આપે આપી પુન્ય, નુન્ય કાંઇ નવ રાખી;
પાણી મુક્યું પંડ, મુખ ક્રષ્ણાર્પણ ભાંખી;
પસાયતાં કે વ્રક્ષ, ધામ કે ઢોરો દછે;
જંગમ મિલકત કાંક, દઇને જીવ ભમેછે;
પછી પસ્તાવો બહુ કરી, પાછુ લેવા ચ્હાયછે;
પાપ વલ્લભ કહે તેહને, સત કોટી ઘણું થાયછે.

---

## છપ્પો ૨૧૩

ઢીલગંડો દાતાર, પાર પાડે ન કદાપી;
કરે પુન્યમાં વાર, શેકિને વાવે પાપી;
તરછોડી દે દાન, જુઓ તે દાતા કેવો;
શોમ થકી પણ નીચ, જાણવો પલીત જેવો;
દાતા ઢીલો વલ્લભ કહે, દાન કરે બહુ દુખથી;
દાતારથી ભલો સોમતે, હા ના કહી દે મુખથી;

---

## છપ્પા ૨૧૪

અવ જસીયા દાતાર, પ્રથમ તે બહુ જસ લેતા;
મ્હો માગ્યા મુખ વાસ, નીર માગે દુધ દેતા;
કરે નીત્ય શેવાય, થાય તે હરિજન સાચો;
સો દીવસ લે જસ, પડે પાછળથી કાચો;
કહેલું કર્યું ધુળ મેળવે, પુંઠ વાંધા પાડી ઘણા;
કહે વલ્લભ આ ગુણછે, અપજસિયા દાતા તણા.

## છપ્પા ૨૧૫

બાળ્ય સુંભનુ દ્રવ્ય, પ્રમારથ કામ ન લાગ્યું;
બાળ્ય સુંભનું ધામ, નહી દ કોને માગ્યું;
બાળ્ય સુંભનો હાથ, દાન તેથી નવ આપે;
બાળ્ય સુંભનું શીશ, નમાવે નહી કદાપે;
બાળો ટાંકાં સુમો તણા, જળ નાવ્યું કો કામમાં;
કહે વલ્લભ આગ લાગજો, દુષ્ટ જનોના દામમાં.

## છપ્પા ૨૧૬

દસાંશ હરિનો ભાગ, ન ખરચ્યે સુધો રહીને
શસ્ત્ર ઘણું લે જાય, ઇશાવર અગની થઇને;
કાંતો મુકે રોગ; વૈદ થઇ વિઠલ આવે;
ધરી તસ્કરનું રૂપ, સામળો સોંટી જાવે;
સાહા થૈ નાણું ઘાલશે, ઢોંગે ધુતવા મંડશે;
કહે વલ્લભ છોડશે નહીં, કાં રાજા થૈ ડંડશે;

## છપ્પો ૨૧૭

કાંતો આપશે પુત, તુત ઝાઝાં તે કરશે;
ઋપી બાપનું ગર્થ, લઇ ગુણકા ઘર ભરશે;
કાંતો કરિ વ્હેપાર, ખોટ ખાઇને ખોશે;
મરસે મોંઘી નાર, દીકરી રાંડી રોશે;
કાં છેડેથી છુટી પડે, કાં વ્યસને લે લાગનું.
કહે વલ્લભ મુકસે નહી, હરી હરીના ભાગનું.

---

## છપ્પો ૨૧૮

જનમી માને પેટ, જરા જગમાં ન જણાયો;
વહિ છુટે અવતાર, મનુશમાં તે ન ગણાયો;
થયો નહીં દાતાર, થયો નહી સુરા તણમાં;
થયો નહી ધરમીષ્ટ, ગણાયો નહિ હરિ જનમાં;
ગણાયો નહી જે હુન્નરી, નહિ. વિદ્યાને પંથ ચડયો,
કેહે વલ્લભ તે પ્રસવિને, માને પેટ પથ્થર પડયો.

---

## છપ્પો ૨૧૯

પસુ પક્ષીના દેહ, થયે ગયે ઉપયોગી;
પરવતનો પાસાણ, પડે જગ થાયે ભોગી;
ઉંવે વ્રક્ષદ છાંય, કાંય ફળ જગને આપે;
પડયા પછી દે કાષ્ટ, સષ્ટનાં કષ્ટજ કાપે;
મીથ્યા શરીર મનુશ તણું, વણ ઉપયોગી સર્વથી;
વ્યાસ વદે વેણુ ધર્મને, પુન્ય વિના ખપનુ નથી.

---

### છપ્પો ૨૨૦

ઢાંકયો ન રહે ભાણ, અતી વાદળ આભાસે;
ઢાંકયો ન રહે ચંદ્ર, કદિ તારાને પ્રકાશે;
ઢાંકયું ન રહે ભાગ્ય, વસ્ત્ર વિંટાળે સીસે;
ઢાંકયો ન રહે સુર, રાય રાણો રાઉ વીશે;
ઢાંકયું ન રહે ચિન નારનું, વ્યસની નવ છુપે કંઇ;
વલ્લભ જુએ પારખું, દાતા ઢાંકયો રે નહી.

---

## બ્રામણ વીશે.

### છપ્પો ૨૨૧

ભિખને માંથે ભ્રષ્ટ, કષ્ટ કોટીધા જેમાં;
આબરૂ તોરો ટેક, રહેના રાખ્યો તેમાં;
ફરે દુરબળ વેશ, તાહારે ચપટી નાંખે;
કરને પરાઈ વેઠ, એમ દેનારૂ ભાંખે;
ગાંડ ધુએ નહી શંખાણી, તેને બા કહેવિ પડે;
કેહે વલ્લભ તે ભીખનાં, હાંલ્લાં શું શીકે ચડે.

---

### છપ્પો ૨૨૨

વિપ્ર તણો સુત જેહ, તેહ ભિખ પ્હેલી માગે;
પણ રાજા કે શેઠ, પાય સામો રહી લાગે;
સર્વ કહે મ્હારાજ, મહીપતનાથી મ્હોટો;
હોય વળી વીધાય, પછી શો તેને ટોટો;
ધન અવતાર બ્રામણ તણો, એ દઇને સું દુખ છે;
કેહે વલ્લભ જોવાણીયા, ભીખ તેને શી ભુખછે.

---

# વૈસ્ણવ વીશે

## છપો ૨૨૩

શ્રી વૈષ્ણવી વેશ, કહે શ્રી કૃષ્ણજ કપટી;
ગઉ સાધુ કે વિપ્ર, તેહુને નાપે ચપટી;
માળા ઝાલી હાથ, દેવનાં દરસણ કરતો;
પુન્ય વિના પાપીષ્ટ, ફાંકડો ફંદે ફરતો;
કાંઈ કોઈને દીધુ નહી, તે જન તરછટ જુતિયો
કહે વલ્લભતે ભક્તને, માથે જમની જુતિયો;

---

## છપો ૨૨૪

વીપ્રજ વીષ્ણુ રૂપ, વૈષ્ણવે તેહ ન પાળ્યા;
ન સેવ્યા સીધ સંત, પુન્યના પંથ પ્રજાળ્યા;
કંઠી બાંધી કોટ, દાટ ડેરામાં મુકે;
ગણે ગુરૂને શ્રેષ્ટ, બ્રમની નીંદ્યા ભુંકે;
ટીલુ ત્રેણ ગજ તાણીને, તીરથ યાત્ર કરતો ફરે;
ગઉ બ્રાંમણ સેવ્યા વીના, વ્યાસ વદછે નહિ તરે;

---

## છપો ૨૨૫

સોનાનો જ્યાં પાક, હોય ત્યાં સોનુ સોંગુ.
પરદેશ મધે જાય, થાય મ્હા મુલે મોંઘુ;
ઘરમાં દેવસ્થાન, હોય તેથી નવ હરખે;
આઘાનો મ્હા મોહ, જઈને આઘે નરખે;
ગંગા મુકીદ દેશની, દુરની ગંગા ન્હાયછે;
પ્હેલુ પરખે નહી મુરખા, પાછળથી પસ્તાયછે.

---

### છપ્પા ૨૨૬

વીના વીપ્ર કો જાત, બોધ આપે સરવેને;
વેદ ગ્નાન દે આપ, પાપ લાગે સીર તેને;
જેના કુળનો ધર્મ, કર્મનો કાંડ બતાવે;
શુદ્ર જાત આચાર્ય, થાયતો નરકે જાવે;
શુહુદ્રો નમાવે વીપ્રને, પાપે પંડ ભરાયછે;
કેહે વલ્લભ વીપ્રો નમે, તેપણ નરકે જાયછે.



## ઢોંગી વીશે

### છપ્પા ૨૨૭

જ્ઞાન વણ ગાણું ગાય, કુદે બહુ ઘાંટે ગાજી;
કેહે કથા પુરાણ, લોકને કરવા રાજી;
ચંદન ચરચી ભાળ, ચલાવે ચાળા ચટકા;
વદ વિહારી વાંણુ, કરે લ્હેકાને લટકા;
વણ ટીંખજે ટીંખજો કરે, જાદુગર થૈ જાયછે;
કેહે વલ્લભ ધીક લોકને, ધુત્તાને વશ થાયછે.

---

### છપ્પા ૨૨૮

મુરખને દે માન્ય, દ્રવ્ય ઢોંગીને આપે;
ઊંચાને દે ગાળ, નીચને ગુરૂ થાપે;
સુલ ઠેકાણે સોમ. અસુભે નાણું કાડે;
સાળી પ્હેરે ચીર, બેન આંસુડાં પાડે;
કીમિયા જાદુ કિર્તી કરે, તેને સૌ જગ ચ્હાયછે;
કેહે વલ્લભ કળીયુગમાં, પાખંડી પુજાયછે.

---

### છપ્પા ૨૨૯

દુરી જનનો દેશ, ખબર શી સુભ ખોટાની;
સરખી કીંમત થાય; ન્હાય ન્હાના મોટાની,
ભાજી પાન પકવાન, ભાવ સરખે સૌ બોલે;
કાગ હંસ ખર ગાય, ગણે તે એકજ તોલે;
દેવ દૈત જાણે જોડના, સુભ અસુભ એકજ ગણે;
સત્ય સમાગમ કીધા વિના, મુંઢ રહ્યા વલ્લભ ભણે.

---

## હરીભજનમાં ભંગ પાડવા વીશે.

### છપ્પા ૨૩૦

હરી નામમાં ભંગ, પડાવા પાડે તાળી;
મિથ્યા કરે બોબાટ, હસે બહુ ધુણ ઉછાળી;
ધણે પરનો પાઘ, આપ સંતિયો થૈ બેસે;
છેડા સાંધણ માટ, સોડમાં સૌની પેસે;
કાંકરી ચાળો ચલાવિને, ખાયે ડબકા ઠોકરો;
કેહે વલ્લભ આ ગુણથી, હોય છીનકીનો છોકરો.

---

### છપ્પા ૨૩૧

વાંમાનુ જયાં વૃંદ, જઈ ત્યાં કોનર બેસે;
ધારી કુડાં કર્મ, છેક સોડચોમાં પેસે;
ચાતુરેનાં ચેન, ચલાવે ખુબ ચલાખી;
થાય ન કારજ કાંય, પાપ લે ભુંડું ખાંખી;
વલ્લભ કહે વનીતા કને, દુર ભાખણ ગોખે ઘણાં;
સ્ત્રી સંગ બેસે બાયલા, કાં લક્ષણ લુચ્ચા તણાં.

---

# કુંડળીયા. *

## કુંડળીઆ ૧

ટક્કા તેરા નાહિહે, કાંસે લાયા સાથ;
માઈ પેટ પેદા હુઆ, તબ થે ખાલી હાથ;
તબ થે ખાલી હાથ, નાથને બડા બનાયા;
કછુ ન દીયા દાન, માનમેં જન્મ ગુમાયા;
કહે કવી જન વ્યાસ, કયાસ તું કરલે પક્કા;
સમજ સમજ ગુમાર, નહી હે તેરા ટક્કા.

---

## કુંડળીઆ ૨

પેસા પેસા કયા કરે, પેસા હે ગુલામ;
સંગ કછુ નહી આયગા, પડા રહેગા ઠામ;
પડા રહેગા ઠામ, દામસે દુનિયાં ડુબી;
કેસા લગીયા મોહ, ખુદાકી એહી ખુબી;
કહેત વલ્લભરામ, જાયગા આયા એસા;
ખાપી રહેના ખુંસ, પાપસેં મત કર પેસા.

---

## કુંડળીઆ ૩

તેરે સિરપર મ્હોતહે, કલ્લ આજ ઓર અબ;
કર લે કરતા હોયસો, પીછુ કરેગા કબ;
પીછુ કરેગા કબ, તબ સંગ નહિ દણુકા;
ધામ દામ કે નામ, સબી યાંહી રેણુકા;
કહેત વલ્લભરામ, પડત ફ્રાગટ કે ફેરે;
સમજ સોમ ગુમાર, મ્હોતહે સીરપર તેરે.

---

## કુંડળીઆ ૪

કાયા કચ્ચા કુંભહે, છોડ ગરવ ગુમાન;
આયા એશા જાયગા, નહિ સમજે નાદાન;
નહિ સમજે નાદાન, શાન શુદ્ધી સબ ભુલા;
બેટેકા ગુલામ, દામકી ખાતર ફુલા;
કહેત વલ્લભરામ, દુર કર મમતા માયા;
જરૂર જાયગા જીવ, મીલે મટીમે કાયા.

---

## કુંડળીઆ ૫

ચમડી કયું ચુથાવતા, ભરભર કે ભંડાર;
પીછુ ગાલી ખાયગા, જબ લે હીસ્સે દાર;
જબ લે હીસ્સેદાર, યાર તુમ સમજો મેરા;
પડા રહેગા સબ, હોયગા જંગલ ડેરા;
ખા પી ઓર ખીલાવ, સંગ નહિ દવે દમડી.
કહેત વલ્લભરામ, કયકુ ચુથાવત ચમડી.

---

## કુંડળીઆ ૬

મેરા મેરા કયા કરે, તેરા નહી તલભાર;
સબી છોડકે જાયગા, પુત્ર નાર પરીવાર;
પુત્ર નાર પરીવાર, ચાર ઘડીકા સુપના;
ગર્થ ઓર ઘર બાર, ઉસમે કુછ નહી અપના;
સુમત માયા મોહ, કાળકી જાળે ઘેરા;
કહેત વલ્લભરામ, કાયકું કહેતા મેરા.

---

## કુંડળીઆ ૭

જુઠી માયા જાનકે, દીલસે કરદે દુર;
કંજુસે કરકે બડી, દર્શાતા નીચ નુર;
દર્શાતા નીચ નુર, ઉર બીચાર ન આતા;
કરતાહે સંચીત, વિત વહી કુઘર જાતા;
એવટ જમકે હાથ, જાયગા યાંસે ઉડી;
કહેત વલ્લભરામ, જાન લે માયા જુઠી.

---

## કુંડળીઆ ૮

અંતર ઉલટ હોતહે, કુછ કરૂ મેં દાન;
કલજુગ જીવ ભમાવતા, સો ભુલતહે ભાન;
સો ભુલતહે ભાન, ધ્યાન માયામેં લગતા;
બોધ સુને જબ પ્રેમ, ઘડી પીછે મન ભગતા,
લગ જાતી જંજાળ, ગુરૂકા ભુલે મંતર;
કહેત વલ્લભરામ, ફીરે સબ ઉલટ અંતર;

---

## કુંડળીઆ ૯

મચ્છી ન્હાતી નીરમેં, રહે રાત ઔર દિન;
એસા ન્હાતા આદમી, પ્રભુ ધ્યાન પુન્ય બિન;
પ્રભુ ધ્યાન પુન્ય બિન, મીનકી માફક માંનો;
ફોગટ ફેરા ના હોય, જયઉં જગ જંતુ જાનો;
કહેત વલ્લભરામ, હરામી એ નહિ અચ્છી;
પાપ કહો કબ જાત, નીરમે ન્હાતી મચ્છી.

---

## કુંડળીયા ૧૦

કથા સુનત સબ કાનસે, ભગત બનતહે આપ,
દાન કછુ દેવે નહી, જબ કયું જાવે પાપ;
જબ કયું જાવે પાપ, જાપ જપ કર કરે ટિક્કા;
જયું લુણ બીન અનાજ, દાન બીન ભજન ફીકા;
દયા દીનતા દાન, પકડ કર છોડે તરથા;
કહેત વલ્લભરામ, જમી ફુગ દેવે કથા.

---

## કુંડળીયા ૧૧

સ્નાન ધ્યાન કે દાનમે, હા કેના સો શેસ;
કબુલ કરે સબ મુખસે, કરનેકા મુસ્કેલ;
કરનેકા મુસ્કેલ, ફલકા ફંદ ઉઠાવે;
લેણા દેણા ઘંટ, જગતમે ભક્ત કેલાવે;
કર્મ ધર્મ કાડોળ, દેખાવે જગમે જુકતી;
કહેત વલ્લભરામ, ઊનકી કાંહે મુક્તી;

---

## કુંડળીયા ૧૨

ધક્કા ખાતા કાગકુ, ફરતા દેશ વિદેશ;
કહાશી જગનનાથજી, પ્રાગવડે પરવેશ;
પ્રાગવડે પરવેશ, લેશ મથરાભી દેખા;
દ્વાર્કાં બીંદ્રાબીન, સ્વેત બીંદુકુ પેખા;
કહેત વલ્લભરામ, ધામ તરકુંકા મક્કા,
કછુ ન દીયા દાન, મસ્તકા ખાયા ધક્કા.

---

## કુંડળીયા ૧૩

ખત્તા ખાયા ઢુંડકે, નહિ મિલે જમ તાત;
સત્ય સંગ કું આ બીના, સબ મીથ્યા હે બાત;
સબ મીથ્યા હે બાત, જાત જનમારા જુઠાં;
સુંભ સુભ કર દાન, બોલદે મુરખ મુઠાં;
કહેત વલ્લભરામ, પ્રભુકા કહે પત્તા;
દાન દાયા ઓર દિન, તીન બીન ખાયા ખત્તા.

## કુંડળીયા ૧૪

સચ્ચા હીરા છોડકે, પથ્થરે પ્રોયા ચીત,
જન્મ ગુમાયા ઢુંડતે, કુ આ હુંધા ભીત;
હું આ હુંધા ભીત, વીત ખાતર ભટકાતા;
કરી હરામી કામ, પાપસેં પૈસા લાતા;
કહેત વલ્લભરામ, બુઢાયા આયા બચ્ચા;
અબતો સમજ ગુંમાર, હરી હે હીરા સચ્ચા.

## કુંડળીઆ ૧૫

કહેણી પણ રેણી નહી, કહેત મુંઢ અજાણ;
મુર્ધ બાત પીછાનતા, શો નર હે પાશાણ;
પણ સમજો પાસાંણ, ઉરબીન હોઠ ન આવે;
રેચક ઝોળી બીન, ઉલટી કીસ્તરે લાવે.
ઝોળી રૂપી ગ્નાન, સમજ કર પકડે રેંણી;
કહેત વલ્લભરામ, જબી મુખ કહેવે કેણી.

## કુંડળીઆ ૧૬

બુરા લગતા લંડકુ, ઓર કરૂ જદ બ્હોત;
એસા હરામખોરકું, કયહુંુ ન આયા મ્હોત;
કયહું ન આયા મ્હોત, હોત ગદ્ધા કે ઘોડા;
જમતો તાનત ભાર, તોય ભલા હોય થોડા;
બ્હેક બાતમે ખુશ, બડા એ પાપી પુરા;
કેહે કવીજન બ્યાસ, લંડકુ લગતા બુરા.

---

## કુંડળીઆ ૧૭

કપટે કરતા કાયકુ, જર જોડણ કે માટ;
સંગ તેરે ન આયગા, ગયે ઘરેણા ઘાટ;
ગયે ઘરેણા ઘાટ, ઠાડસે ઠગાઈ ખાતા;
હરામ ન રહે દામ, ઠામ આયા યું જાતા;
કહેત વલ્લભરામ, રહયા મોહમે લપટાઈ;
બારા નરકકા હોય, છોડદે કુડ કપટાઈ.

---

## કુંડળીયેર ૧૮

ગદ્ધાકુ જ્ઞાની મીલા, સુન બે ગદ્ધા જ્ઞાન;
કણુ બ્હોત નકી બોલના, મત હોના મહસ્તાન;
મત હોના મહસ્તાન, ભાન રખકે ચલ સીધા;
ડફણાં પડત દો ચાર, તોહયે તુ આપ ન બીધા,
સુનત વલ્લભરામ, કહે ખર સુધરે બદ્ધા.
તો કયા મેરી જાત, કયકું કહેવાવુ ગદ્ધા.

---

## કુંડળીયો ૧૯

પક્કા ગુન હે પાનકા, બુઢ્ઢા હોય જુવાન;
ખાવે ખુજર આગરા, સીંધ દેશ મુલતાન,
સીંધ દેશ મુલતાન, બંગાલા બે ઇમાની,
મારવાડ ઓર ચિન, કાશી કે હીંદુસ્તાની,
ઓહી લગાવત પ્રીત, પડાવે ઓહી નક્કા.
ક્હેત વલ્લભરામ, પાનકા ગુનહે પક્કા,

## કુંડળીયો ૨૦

સોપારી જગમે બડી, ખાવે સબ નર નાર,
પાચન કીરતી પેટમેં નીકાલે બોખાર;
નીકલે બોખાર, કોન કહે ઉનકુ બુરી,
કથા ચુના પાન, પટીમે ડારો ચુરી;
જબ મુખ હોવે લાલ, ગાલ ભર ચેએ સુપારી;
ક્હેત વલ્લભરામ ચ્હાય સબ જગ નર નારી.

## કુંડળીયો ૨૧

તીન લોક બ્રહ્માંડમેં, સુપારી સમશેર,
બ્રહ્મા બીષ્ણુ ચ્હાતહે, ઇંદ્ર ચંદ્ર કુબેર;
ઇંદ્ર ચંદ્ર કુબેર, ચાહત સરિતા શિવ શક્તી;
શબ સુપારી બીન, હોતહે નીષ્ફળ ભક્તી;
હોમ યગ્ન કર યાગ, સુપારી ચેયે પ્હેલી;
ક્હેત વલ્લભરામ, દેખત શબ સ્રષ્ટી દહેલી.

## કુંડળીયો ૨૨

કહુત જગતકે લોક, સુપારી કરતી બ્યાધી
હોતા હે ખૈ રોગ, પીંડમેં પડત ઉપાધી;
કરતી કલેજે કફ, બાત કેતે સોઈ સચી;
કુંડા એક ઉપાય, સુપારી મત ખા કાચી;
અગ્નિમે સેકલાવ, હોય સબ રોગ નીરોગી;
કહેત વલ્લભરામ, સુપારી લો સબ ભોગી

---

## કુંડળીયો ૨૩

પટી બના દો પાનકી, કથ્થા ચુન લગાય;
ફોલી ડારો એલચી, તંબાકુ મીલાય;
તંબાકુ મીલાય જાયફળ અંદર ડારો;
જાયંત્રી તજ જુજ, સુપારી સાફ સમારો;
બિડાવ પીછે ખાવ, હોય દોસ્તી સીર સટી;
કહેત વલ્લભ રામ, બનાદો પાનકી પટી;

---

## કુંડળીયો ૨૪

બડીડે જગમેં નારીયાં, ઉનસેં સબ સંસાર;
જીનકે ઘર નારી નહીં, ઉનકા કયા પતીઆર;
ઉનકા કયા પતીઆર, જાર કરમી સબ જાંને;
નારી બિન નર જેહ, તેહુપર દીલ ન માંને;
ચલે નહી વ્હેવાર કરમકી ખોડ પડીહે;
કહેત વલ્લભરામ, જગતમેં નાર બડીહે.

---

### કુંડળીયા ૨૫

ખુબી ખુદાકી ખુબહે, સરજાયા સંસાર;
સ્રષ્ટી વ્રધી કારને, બનાઈ નાજુગ નાર;
બનાઈ નાજુગનાર, રૂપકા ભરીયા હંડા;
ખાન પાન સબ સુખ, દીયે નર હોવે ઠંડા,
ઇંદ્ર ચંદ્ર ભ્રમાય, રહયા દારામેં ડુબી;
કહેત કવિજન વ્યાસ, ખુબ ખુદાકી ખુબી;



## દેશી ભાશાના કુંડળીયા.

### કુંડળીયા ૨૬

પાઇન પાંમે કોકદી, કરે કોટી ઊપાય;
લખલો લોભે લપટાઇનેં લંકા લેવા જાય;
લંકા લેવા જાય, ખાય ખત્તા તે ખોટા;
મથેજ મળતું હોય, કોયના વેઠે ટોટા;
કહેજ વલ્લભરામ, ભટકમાં ભુંડા ભાઈ.
પડી પ્રભુની ટાંક, ન પામે કો કદિ પાઇ;

---

### કુંડળીયા ૨૭

પ્હેલો થાતું પુંન્યમાં, કરમાં જાદ વાર;
સંગ કશું આવે નહી, તારૂં નહી તલભાર;
તારૂં નહી તલભાર, સારશું દખો મરતો;
સુતનો દેવાદાર, રણ રણીયાતુ ભરતો;
ગર્ય રાજ ગુમાર, ગણાયો ગર્ધવ ઘેલો;
વલ્લભ કહે ધરમીષ્ટ, હોય તો થાતુ પ્હેલો

---

## કુંડળીયો ૨૮

પાત્ર જોઈ જર દિજીએ, શુભ કામે સોહાય;
કુપાત્રોને કર પડે, તો જીવ હંસા થાય;
તો જીવ હંસા થાય, જેમ ઢીમરને દીધો;
તેણે ગુંથી જાળ, જીવ જીવોનો લીધો;
તેમાં હીસ્સાદાર, દેનારો પુરીજ સાથે;
કહે છે વલ્લભરામ, દાન દયો શુભ જન હાથે;

---

## કુંડળીયો ૨૯

પથરો છે પીંગળ તણો, ભરમાવાનો ભાર,
કાવ્ય કરો દે તાળને; ગ્રહો માપ આધાર;
ગ્રહી માપ આધાર, શાર અનુભવનો ગાવો;
તર્ક શક્તીમાં તાર, લક્ષ લાંબુ દોડાવા;
અક્ષર માત્રા મેળ; કરોને કોયન થથરો;
કે છે વલ્લભરામ, ગણો પીંગળને પથરો.

---

## કુંડળીયો ૩૦

કૈંક કવિ કવિતા કરે, પીંગળને અભ્યાસ;
ગણ વરતે માત્રા ગણે, શબ્દ શરળના પ્રાશ,
શબ્દ શરળના પ્રાસ, મેળવે જાદે જુક્તી;
તેથી શું કલ્યાણ, કહો કયાં કવિની મુક્તી;
કરે વ્હેવારિ કાવ્ય, કવી તે જનને ભણુંગો;
કથે ગ્નાનનું કાવ્ય, કવેસ્વર તેને ગણવો.

---

## કુંડળીયો ૩૧

સાબાશી ના દીજીએ, વિદ્યા ભણે ભરપુર;
દાન દેઈ દાતાબને, દરશે દેવલ દુર,
દરશે દેવલ દુર, નુર પૈશાનુ રાખે,
બાંધે ગુણિઅલ ગ્રંથ, કવિતા કરીને ભાંખે,
પાણ ઈંદ્રજીત હોય, હોય હરીજન આભાશી,
કહે છે વલ્લભરામ, તેહને દયો સાબાશી,

---

## કુંડળીયો ૩૨

વાંણીથી પ્રાંણી સહુ, પળવારે પરખાય;
મુખ આકૃતી જોઇએ, તોપાણ કીમત થાય,
તોપાણ કીંમત થાય, રહયા ચક્ષુથી વરતો,
હીડછાથી જાણાય, પુરૂશ સારો કે નરતો;
અંતર ઉંડું ગ્નાન, વીવેકે લેવું જાંણી,
કહે છે વલ્લભરામ, ગુણ જોવો જોઇ વાંણી,

---

## કુંડરીઆ ૩૩

છપ્પા કીધા સૌ મળી, બહસેં એકત્રીસ;
તેત્રીસ કુંડળિયા કર્યા, મનહર છંદ ચોવિસ;
મનહર છંદ ચોવીસ, કવિતતો આઠ કર્યાં છે;
ઇંદ્ર વિજય છે સાત, ત્રેણસેં ત્રેણ કર્યાં છે;
સંખ્યા સઘળી એજ, સમજવા સરખા ટપા;
કેછે વલ્લભરામ, કર્યાં કુંડળિયા છપ્પા.

---

# મનહર છંદો*

પરાયુતો માગી માગી, પ્હેરવાની રઢ લાગી;
શીક વરાણાગી એવા, પોલા પૈસાદારને;
રોફ કરે તોહયે પણ, હોંફ ધરે દાગીનાની;
નકામી નાગાઇ કરી, દેખડાવે યારને;
જાંણે લોક ધારે મારૂ, એવું તે સોભાવે સારૂ;
પણ અજાંણ્યુ ન રહે, સઘળા સંસારને;
કહે વ્યાસ દામ વીના, દેવાળીયોદાર થાય;
તોહયે નામે લખી નદે, ડામ તે ગુમારને.

---

ચોટલીઓ ચોળી હોળી, ધુપેલમાં રગદોળી;
પુમડાં અત્તરે બોળી, ઠેંકારી દે કાનમાં;
ધરી રાખે ઘાટ ભેર, કપાવીને વાંકી ડેર;
બીનગી બનાવિ કાળી, ટીલાં તાંણે તાનમાં.
અંગરખાં અંગપર, તંગ પ્હેરે તાંણી તોસી;
ખોસી આંબળીને કચ્છ, મરી જાય માનમાં;
પાંન ચાવી થુંક લાવી, લાલાઈ દેખાડે મ્હોડે.
વ્યાસ કહે બને ઠણે, તારૂણીના તાનમાં

---

પ્હેરે પગ પાની લગી, પાટલીને ઠેસે મારી;
ચટક ચટક ચાલે, ગુણને ગુજારવા;
તેલ મરદીને સારૂ, શરીર સફેત કરે;
નીત્ય ધોયા ધાયા થવા, ધોતીઆં નીખારવા;
આડી આંખે નારી જાંખે, પ્રેમનુ ભાશણ ભાંખે;
હસ્તે મ્હોઢે માન્યનીમાં, ફરે રોફ મારવા;
વ્યાશ વલ્લભ કહેછે, અનુભવ અતી કીધો;
આટલ લાંક્ષણે લુચ્ચા, સોદા ઢોંગી ધારવા.

---

આંખ ખુબ ખેચાવવા, ખેંચી બાંધે ચોટલાને;
દોરડા કુચાઓ ઘાલી, અંબોડા રૂડા કરે;
કપાળના કેસ ટુંપી, હોઠે મસ મસી ગસી;
સોપારી મ્હોઢામાં નાંખી, ઉચા ગાલેથી ફરે;
કાલુ બોલે સીશ ખોલે, હાથે પટીઆંને હોળે;
સાળુનો છેડો ઉપાડી, સાચવી શીશે ધરે,
નેન ચેડે નાક મેડે, દંત વતી હોઠ કેડે;
ઝીણું ઝાંખે આંખે વ્યાસ, કહે ઠસામાં મરે.

---

નીચું ન્યાળી પુઠ ભારી, પાટલીને ઠેસે મારી;
પાછળથી ઉંચુ પ્હેરી, થોડી ચાલે ચાલતી;
હસતે મ્હોડે રસ્તે પળે, તાળી દૈ સખીને મળે;
પુરૂષોથી સંકોરાઈ, મસ્તીમાં મ્હાલતી;
કુઆ કાંઠે વાતો કાઢે, છેડો કાઢી વા ઉડાડે;
અંબોડો છોડી દેખાડે, લ્હેકો કરે તાલથી.
અંગ તંગ અર્ધ કુચ, કંચુકી વલ્લભ વદે;
આટલાં ભક્ષણે લુચી, ઘણાં ઘર ઘાલતી.

---

ભામની ભણાવવાથી, ભય ભારે થાસે ભાઈ;
વીદ્યાવંત વનીતાનો, મોહ કીયો નીઠીયો;
લખી વાંચીને પ્રવીણ, બને ગોરી ગુણ હીણ;
પ્રેમ રસ રંગ તણી, વદે વાણી મીઠીયો;
પરસંગ મુખ વાત, કરવી ન પડે કદી;
છાની છપની છુપાવી, લખી આપે ચીઠીયો.
પ્રૌઢ પડપંચ પાકો; પ્રેમદાની પાસ આવે.
ભણી દુર કૃત શીખી, એવી પણ દીઠીઓ.

---

વાણ ભાગી ભામનીને, ભય જગ તણો ઘણો.
પત્રે વાત થાય નહીં, મ્હોડે મળવુ પડે;
તેવુ મળતામાં બહુ, મુસકળ માનુનીને;
તેમ કરતાં મળેતો, કોની નજરે ચડે;
તેથી વાત માત તાત, ભ્રાતના જાણ્યામાં જાય;
થાય વડુ વ્હેર ખુણે, ઘાલીને છાની છડે;
એટલે એ ભુણ્ડે ભુંડી, બીકમાં તે જાય બુડી;
ભણેલીની વાત ઉંડી, વ્યાસ કહે ના જડે;

---

ભણાવજો ભાવ થકી, ગુણ ગોરી તણા જોઇ;
કોઇ ડર ખાશો નહીં, સુખ બુધ્ધી આપતાં;
બાળ વયવાળી નારી, નીકળે નઠારી સારી;
ને મર્મ જણાય નહીં, મથી મથી માપતાં
માટે છોટી મોટી, થવા, દઇને ભણાવો ભાઇ;
સારી નીતી સમજાવી, કરો કુડ કાપતાં;
તેથી લાભ થાય જાજો, મ્હોટપણે પડે માજો;
વ્યાસ કહે કનીષ્ઠોને, વિદ્વાનો ન થાપતા;

---

નાની ઉમરની નારી, હોય ગુણવાન સારી,
પણ તેની સંગયારી, કદી નવ કીજીએ;
ચાહ્ય તો લાગની ભાવે, ચાહ્ય શેજને સભાવે;
હશી રસીને બોલાવે, તોપણ ન રીજીએ;
ચાહ્ય તો ખુપીનું ખાણું ચાહ્ય તો પૈ પૈશા નાણું
માગે આવ્યું હોય ટાણું, તોહએ નવ દીજીએ;
વ્યાસ કહે હેત થકી, રમાડીએ મુખ બકી,
લોક વ્હેમ ધારે નકી, માટે મન બીજીએ

---

અસનાઇ બાળકની, કરવામાં લાભ નહીં;
કેમ ઠપકોતો માથે, આવે કોઇ કાળમાં;
નીચને વતાવવાથી, ઘટે ઘણો ટેક તોરો;
સેજે નીચુ જોવુ પડે, નબળાની ગાળમાં;
છટકેલી સુંદરીને, હસવાથી હાની થાય;
મનના વગર કુડે, આવી જૈએ આળમાં;
કહે વ્યાસ ચોર સંગ, ચોરતો ગણાવવાના;
વણ ચોરે લાંછનતો, લાગશે કપાળમાં.

---

મન મધરૂબીવાન, કોટ બુટ પાટલુન;
પ્હેરી હ્હેરી લાલ બની, સોટી રૂડી રાખતા;
ઇંગરેજી ભણી ગણી, ઐયુત્યારી બ્યાડમેંન;
એટપેટ ગેટપેટ; છટ છટ ભાંખતા;
બીન નોકરીએ મ્હોટો, ગવર્નર બની ફરે;
જગ જીવ દુભે તેતો, સાંણા જન સાંખતા;
પણ વલ્લભ કહેછે, જેહ છાકે છેક છક્યા;
હુરીથી ન ડર્યા તેને; કાળ કુટી નાખતા;

---

જગ તણા પ્રાણી તણી, મતી ગતી અતી ઘણી;
કપાળે કપાળે સૌની, બુધ્ધી તણો ફેરછે;
પણ સત્ય થાપવાને, અસત્યને કાપવાને;
કંમર કશી લે કેડો. તેથી જગ જેરછે;
સતારથી વાંકુ વદે ખરો નર ન લે રદે;
બદે ન અસુરને તો, તે મેર સમેર છે;
આપ વેઠી દુખ સુખ, કરે સહુ સજનોને;
વલ્લભ વદે તે સત્ય, વાદી સમશેર છે.

---

કરતા જનનુ નામ, ભાવ ભર્યા સોધી લેજો;
વીચારીને વાંચી જોસું, ઇઆદીતો આવસે;
વ્યાપક છંદમાં સાર, પરખીને લેજો યાર;
સરખા અક્ષર આજ, રસનાએ ફાવસે;
વળે જીભ શબ્દ સારા, સોભાવંત ગોઠવાણા,
લક્ષણવંતા તમામ, તર્કથી સોધવશે
ભણેલા ન ભુલે જાતે, મનમાં વીચારી વાતે;
રાજીથી નામો કર્તાના, છે તેતો બતાવશે.

---

કાવ્ય કવી કોઇ કોઇ, મનમાં વીચારી જોઇ;
રાત દીન ખોઈ ખોઈ, રચે કૃત આપનાં;
ગદ્ય તથા પદ્ય કરે, સુમારથી તાળ ધરે;
સુભ સબ્દ રસ ભરે, માત્રા મેળ માપના;
પદ ગરબી પ્રબંધ, લાવણી ગજલ છંદ;
છપા ધરીને આનંદ, બાંધે [illegible] છાપનાં;
વ્યાસ કહે ભેળવીને, આપ [illegible] ઠરવીને;
કવી નામ ફરવીને, ગાય તે [illegible] બાપનાં;

---

મેર મુઆ વીંછુડા તે, વેરવાળ્યું કેદાડાનું;
વાણુ વાંકે મને દાબા, ડંખ સીદ મારીયો;
ચડયો ચડી ચોટ દાડ, મુકી લોટ પોટ કર્યો;
હવે જાણે જીવ એવો,શો ઇરાદો ધારીઓ;
જાદુવાળા કરી ચાળા, રેળી રાખ ફુક મારી;
વસ્ત્ર આંબળીને મ્હોડે, બઅડી ઉતારીઓ;
તોહયે ન ઉતર્યો પાપી, જાણે પગ નાંખ્યો કાપી;
કહે વ્યાસ આખી રાત, બાપનેપોકારીઓ.

---

ઈસકની વારતામાં, ઈસકી અત્યંત રીજે;
ઠગાઈની વારતામાં, ઠગ ખુસી થાયછે;
તસ્કરોની વારતામાં. તસ્કર આનંદ પામે;
સ્હાજનદાની વારતામાં, સાજાદા હર્ખાયછે;
ભજનમાં ભક્ત રીજે, જ્ઞાની જન જ્ઞાને રીજે;
વીભીચારી પ્રાણી વાણી, વીહારની ચ્હાયછે;
સત્ય દેખી ખુસી સતી, પણ જેની જેવી મતી;
થશે તેની તેવી ગતી, વ્યાસ વાણી ગાયછે;

---

કરમ ચંડાળકાંહુ, ક્રુર કૃત બાત કથી;
ગુન હીન ગપ ઠોકી, પરને દહતું હે;
તોભી જ્ઞાની ગંભીરતા, દીલ દ્વેશ ધારે નાહી;
જેસા દહે તેશા સાંતી, વાન તો સહુ તું હે;
સ્વાનકી માફક દુષ્ટ, ભાન ભુલ કરભસે;
કછુ કાજ હોવે નાહી, બકતા રહતું હે;
પાપ પોટલેકા આપ, સીર બોજ બ્હોત બેરે;
નીંદયાસે નડરોભાઇ, વલ્લભ કહતુંહે.

---

કરી ઠાલી ઠાંસ ફાંસ, મારે કોઈ ધરમમાં;
મરમમાં બોલે બહુ, બીજાનું બગાડવા;
આળ મુકે ભુંડુ ભુકે, ચતુરાઇ નવ ચુકે;
વ્હેરી થઈ ધારે ગોદા. વીતનો વગાડવા;
જુઠુ બોલી આપ ડોલી, ડોલાવે સરવ કોને;
ભુંડુ ભેરવે ભલાના, મનને ભમાડવા;
વ્યાસ કહે રહે એવા, પાપી દુનીઆમાં ઘણા;
પણ તેવા જનના મો, આગથી લગાડવા.

---

હરી કથા જ્ઞાન બોધ, સાંભળવા શુભ જાતી;
ભરાઇને ભેગા બેશે, ભુખ્યા હરી નામના;
તેમાં દુષ્ટ વચ્ચે પડે, લુચ્ચાઇ કરીને લડે;
અનેકને એક નડે, નવરા ન કામના;
ધરમના પંથ રોકે, બેઠા ઠાલી ગપ હોકે;
કેક ઉભા રહે જાણે, અમે રાજા ગામના;
વ્યાસ કહે નકી જીવ, કળયુગે છાકયા છેક;
ખરૂ કહે ખાર લાવે, આખલા હરામના;

---

પુન્ય કે પરોપકાર, પર્મારથ થતું હોય:
તેમાં પહેલો પહેલ કાડે, જાણવો દાતારછે;
લડાઇની ચડાઇમાં. વાજીત્રોના શુર સુણી;
સૌથી પડે સુંસરો તે, સુરાનો સર્દારછે;
વસ્ત્ર સાણગાર વાણ, ઉપરથી ઠાલો ઠસ્સો;
મારે તેથી જાણવી તે, છટકેલી નારછે;
વ્યાસ કહે વીસવાસ, આપીને વાયદા વાહે;
ધરમમાં વાર કરે, જાણવો નાદારછે.

---

ભક્ત પણ જગતમાં, મનાવા મંદીર પળે;
કોડી નવ નાખે રાખે, દેખાડવા વાટવા;
ટીલાં કરી માળા ધરી, ગોપીચંદનને ચોળી;
જાણે જયાંથી ત્યાંથી દામ, લાવી ઘેર દાટવા;
ગુરૂ સાધુ વીપ્રો તણી, સેવામાં સુંસરો દોડે;
મનથી ધારે મોદીકા, મળે મને પાટવા;
એવા ઠગ બગ ધ્યાની, પાઇતો ખરચે શાની;
વ્યાસ કહે દાડે દાડે, દડીઆ તે ચાટવા.

કેક અતી છોગા રાખી, દાસ કાડે ડગે ડગે;
ડોળ કરે ધરમનો, ભક્ત નામ પાડવા;
કેક ડાહ્યું ડાહ્યું બોલે, જયાંને ત્યાં ડાપણ ડોલે;
પરાઇ પંચાતો કરે, સાબાશી બૈ કાડવા;
ઘણા અંગ દાગીનાઓ, રાત દીન પ્હેરી ફરે;
હોય તેના મનમાં તો. ગ્રસ્તાઇ દેખાડવા;
બ્યાસ કહે સોખા ટીકા, પટીકાની છટા રાખે;
રોફ મારે તે રાંડોને, મોહુજ લગાડવા.

---

ઠાલે હાથે ગંગા સ્નાન, ઠાલે હાથે હરી ધ્યાન;
ઠાલે હાથે દેવ દર, શણે ત્યાર થાયછે;
ઠાલે હાથે ગુરૂ તથા, ઠાલે હાથે હરી કથા;
ઠાલે હાથે જોશી મુખ, મ્હોરતને ચ્હાયછે;
ઠાલે હાથે જ્ઞાન બોધ, ઠાલે હાથે વીદ્યા સોધ;
ઠાલે હાથે આસીર્વાદ, માગી ગુણ ગાયછે.
પણ શાસ્ત્રના કહ્યાથી, કહેછે વલ્લભરામ;
ઠાલે ફળ ઠાલુ મીથ્યા, મ્હેનત તે જાયછે.

---

ચારૂં બેદ શાસ્ત્ર ખટ, અઠાર પુરાન કોઇ;
પડતહે ભાવ રખી, ખુબ ખરી ગમસે;
પાંડવકા ઇતીહાસ, રામાયન રામ કેરી;
ગાવે સમજાવે બ્હોત, તાલ સુર સમસે;
કોહુ વદે સંસકૃત, કોહુ બદે પરાકૃત;
કાહુ કોહુ બદતહે, ફારસીજ દમસે;
દેખાવત ડોળ ઓર, ધરમ ચલાવે આપ;
કહે બ્યાસ બીબાદ ન, દેખ્યો મન ભ્રમસે.

---

# ત્રોટક કવીત.

## કવીત ૧

ઢોર લાત મારશે, છટકેલી નારસે;
પ્રપંચી યારસે, પ્રીત કબુ કાળ ના જોડીએજી;
ટેક તોરા તનસે, વ્હેર વ્હેરી જનસે;
દાના દુસમનસે, પ્રાન ગયા લગી ન છોડીએજી;
જાર કર્મ માતકા, છીદ્ર હોય તાતકા;
કુડ કૃત જાતકા. પરમુખ બારતા ન ફોડીએજી;
કહેત વલ્લભરામ. અસલકો ઠામ ધામ;
બીન કામ કછુ દામ, ચલે વાં તલીક નવ તોડીએજી.

---

છોટાસા બાલકુ, ગરીબ કંગાલકુ;
નીરધનો લાલકુ આપ પેટ માટ ન રડાવીએજી.
બેટા હોય તનકા, ગુલામ ભોવનકા
સ્નેહી શત્રુ જનકા, એ તીનુકુ મુખ ન ચડાવીએજી;
પ્રાણતકી નારીયાં, નાર વભિચારીયાં;
પેટકી કુંઆરીયાં, એતનેકુ લાડ ન લડાવીએજી
સાધુકે ધરમમેં, શ્રમ કે કરમમેં;
શામાકી સરમમે, કહે બ્યાસ ભંગ ન પડાવીએજી,

---

બકરા બકતહે, કુતરા ભસતહે;
ગધ્ધેવ લડતહે, પડતહે રંગમાંહી ભંગ બુરા;
એસાઈ હરામખોર બનત હરીકો ચોર;
જુગત કહુત ઢોર, તોહુંચે નાહી સમજે પાપી પુરા;
ખાવે ગાલીં પરકી, ઇજત જાવે ઘરકી;
નાસ હોવે જરકી, તોભી નહીં ફુર કરમમે અધુરા;
કહેત વલ્લભરામ, કપાલમેં દેત ડામ;
બાપકા બોળત નામ, નીર પક્ષી પર બ્હોત હોતહે સુરા.

---

પેટકા કપુત સુત, ભોગ ભોગી અબધુત;
ભાંમની ભમેલ ભુલ, રાજદુત કેરા બીસબાસ નવકીજીયે
મીઠા બોલનારસે, જુઠા દાસદારસે;
ખડગુંકી ધારસે, રાજકા કુંઆરસે, કબુએ ન રીજીયે.
જાનવરો રાનકા, હડકાયા સ્વાનકા;
મર્દ બેઈમાનકા, જાનકા જોખમ પાસ, પાઉતો નદીજીએ
કહેત વલ્લભરામ, દુર કર એહી ઠામ;
જાયગા જરૂર નામ,પીછુ કામબીગડેપ્રથમ દેખ લીજીએ

---

પુન્ય કર દાન કર, પ્રભુજીકો ધ્યાન ધર;
મુમતમે મત મર, જાયગા જોબનજર, પીછેસે પસ્તાયગા.
મેરા તેરા કરકે, પરાયા જર હરકે;
ભંડાર ઘરભરકે, સબયાહિ ધરકે, તુ ઠાલાઠોઠજાયગા.
ચેત લે મુરખ જન, ભ્રાત માત તાત તન;
સબ સુખહે સપન, ઘરધનકી માયામે ખત્તા ખુબખાયગા
કહેત વલ્લભરામ, હરીકો સમરનામ;
તજદે કુથલી કામ, જમપુર ઠામ જાકે પાપી તુંપીટાયગા.

---

## છંદા કવીત ૧

ઘણુ જોર આવે, કપરપીને કોડી કાડતાં;
ઘણુ જોર આવે, ભુંડાઓને ગાળ ભાંડતા;
ઘણુ જોર આવે, જ્ઞાની જ્ઞાનને દેખાડતાં;
ઘણુ જોર આવે, ભગતોને તાળી પાડતા;

---

## છોંદા કવીત ૨

ઘણું જોર આવે, સુથારોને કાષ્ટ છોલતાં
ઘણું જોર આવે, ન્યાયાધીશો ન્યાય તોળતા;
ઘણું જોર આવે, વ્યાસ ભકતમજુ બોલતાં;
ઘણું જોર આવે, વીદ્વાનોને વીદ્યા બોલતાં.

---

## છોંદા કવીત ૩

ઘણું જોર આવે, બાળ નીશાળથી છુટતાં;
ઘણું જોર આવે, ભંગીઓને ભાંગ ઘુંટતાં;
ઘણું જોર આવે તસ્કરોને માલ લુટતાં;
ઘણું જોર આવે, સર્વે કામનીને કુટતાં.

---

## इंद्राविजय छंद.

રામ સુધામ કે ઠામ ગયે જબ,
આપકો નગ્ર સબી સંગ લીયો;
સ્વાન પડો બડો પાપીષ્ટ પુરૂષ,
બારતા સુનનેકું દેહ દીયો;
રામ પુછે તોરે સીરપે કથીર,
સ્હસ્ત્ર મીલી બ્હોત રૂધીર પીયો;
વલ્લભકો નાથ કહેત શાક્ષાત,
કોનસી જાત તેં કયા પાપ કીયો.

---

સ્વાન કહત સુનો તુમ રાંમજી,
સુધ્ધ છોડકે એન પંથ ચલાયો;
બોધ ડગીકા નામકો કરકર,
જગતમેં ભગત મેંહે આપ કેલાયો;
સુનને વાલે ફકીર હુએ ઓર,
કેહેગુગેં ગુરૂકુ શ્વાન બનાયો;
વલ્લભકા નાથ બહોત કૃપાકર;
આપકે સરન મુને બોલાયો.

---

હડકવાવાળુ શ્વાન વસ્તી મહી,
પળ્યું ન બે જણે જોયું કદાપી;
તેમાંથી એક જણે બુમ પાડીને,
સરવ જીવોને સુચના આપી;
તેથી બીજે મારી વારી રાખી કહ્યું,
કે શ્વાનનું સીશ નાખશે કાપી;
વ્યાસ કહે એમ બેઉ વઢ્યા તેમાં,
કહો ભાઇ કોને જાણવો પાપી;

---

વીશ્વમાં વધ્યોછે વ્યાસ તણો વંસ,
કહે કથા ઘણા કોકીલા સ્વરે;
લખ્યું વાંચે ગુણ સાંચે નહી વળી,
અર્થ તણા અતી અનર્થ કરે;
જોડણી જોડે તોડે તાળને રાગ,
પીંગળ પોથીમાં ધ્યાન ન ધરે;
પેટ માટે પડપંચ કરે બહુ,
વલ્લભ કે વળી ફાંકડા ફરે.

---

કો ગુણી વ્યાસનું જ્ઞાન જોઇ જોઈ,
આપ ગુણી કેવરાવવા ચ્હાયે;
કો કવીનુ કરેલું કૃત લાવીને,
પોતાનુ નામ ઘાલીનેંજ ગાયે;
તે મન ફાવે તો ફેરવીને જરા,
કૃત કર્યું મેં બતાવવા જાયે;
ધીકારછે તેવા વ્યાસ કવીજન,
વલ્લભ કે છાનું રેન જરાયે.

---

તાત તણા મુજભ્રાત તણા બહુ,
શીષ્ય રૂષી સુત છે જગ વીશે;
જાત તણા ઘણા મણા રહી નહી,
ભણ્યા ન ગણ્યા થવું વ્યાસ શીશે;
રીતી જાણી નહી નીતી આણી નહી,
જ્ઞાન વીના કરે ડોળ અતીશે;
વલ્લભ વદ છે નામ લજાવણુ,
એક બેહુલ જરા ઠીક દીશે.

---

કૈક કુમતી ભરેલાછે શીષ્યતે,
લીલે લીલુ ભભકામાંજ ભાળે;
દોરા ચીઠી જગ જાદુથી ધુતવા,
કરે કાળીં બીનગીચો કપાળે;
પ્રપંચ પાપથી પ્રેમદા છેતરે,
કુકૃતથી ઠામ સર્વનો ટાળે;
વ્યાસ કે વીસ્વ ન માનો વીના ગુણ,
એક અનેક તણા બીજ બાળે.

---

# જાહેર ખબર.

---

સરવે હરીજનોને તથા ગૃહસ્થાશ્રના સથાળુઓને ખબર આપવામાં આવે છે કે, ઐશ્વરીગ્યાન તથા ઐશ્વરી ઉપાસના તથા ભક્તીભાવ એવા ઘણા એક વીશયોનું થોડા દીવસમાં એક પુસ્તક ત્યાર થૈ બહાર પડવાનું છે તે જેને રાખવા આમેસ હોય તેણે અમોને પ્રથમથી કોઈ રીતે ખબર આપવી જોગ્ય છે.

લા. વ. સુ.

---

રા. રા. વ્રીજવલ્લવદાસ મુળચંદ

જીલ્લા કોરટના વકીલ.

સાહેબ—હીંદુઓની સંસાર સ્થીતી સુધારવાને તમે ખંત રાખો છો સારા ગ્રંથકારોને ઉત્તેજન આપી સારાં પુસ્તકો પ્રગટ કરાવવાની આપના મનમાં હુંશ છે એથી આ લઘુ ગ્રંથ આપને અરપણ કરૂં છું.

લી૦ શુભેચ્છક.

વ્યાસ વલ્લવરામ સુરજરામ.

વચન નીતિના કરતા.